# अनुक्रमणिका.


| વિષયનું નામ. | પૃષ્ટાંક. |
|---|---|
| ૧. ગ્રંથારંભ. ... ... ... ... .... ... | ૧ |
| ૨. કિયા મોટા અર્થે પરમેશ્વરે સ્ત્રીને સરજેલી છે. | ૩ |
| ૩. સ્ત્રીઓએ ધ્યાનમાં રાખવા જોગ બાબતો. ... | ૪ |
| ૪. સંસારમાં કિયા મોટા સુધારા સ્ત્રીઓ કરી શકે ને તે શી રીતે? ... ... ... ... ... | ૬ |
| ૫. વિદ્યાભ્યાસ વિષે. ... ... ... ... ... | ૧૨ |
| ૬. સજાતિમાં બોધ. ... ... ... ... ... | ૨૨ |
| ૭. પડોશી સાથે કજીઓ નહિ કરવા વિષે... ... | ૨૬ |
| ૮. વખતનો ઉપયોગ કેવો કરવો?... ... ... | ૨૮ |
| ૯. ઘરનું કામ ઉચકી લેવું. ... ... ... ... | ૩૦ |
| ૧૦. ઘરનો કારભાર. ... ... ... ... ... | ૩૨ |
| ૧૧. ઘરનો સામાન... ... ... ... ... ... | ૩૩ |
| ૧૨. ઘરખરચ ને ઘરેણાં શક્તિ પ્રમાણે રાખવાં.... | ૩૫ |
| ૧૩. શરીર સંરક્ષણ. ... ... ... ... ... | ૩૭ |
| ૧૪. વસ્ત્રની ચોખ્ખાઇ.... .... ... ... ... | ૪૩ |
| ૧૫. ઘરની ચોખ્ખાઈ. ... ... ... ... ... | ૪૬ |
| ૧૬. આંગણાની ચોખ્ખાઇ. ... ... ... ... | ૪૮ |
| ૧૭. સ્ત્રીએ જુજવી અવસ્થામાં કેમ વર્તવું... ... | ૪૯ |
| ૧૮. માબાપ તથા બાઇભાંડુ સાથેની વર્તણુંક. ... | ૫૧ |
| ૧૯. સાસુ, વહુ, નણંદ, ભોજાઈ અને દેરાણી જેઠાણી વગેરેનો સંબંધ તથા તેમની વર્તણુક વિષે. | ૫૪ |
| ૨૦. ધણીધણીઆણીનો સંબંધ તથા તેમની ફરજો. | ૬૫ |
| ૨૧. સ્ત્રી પોતાના ભરથારનો પ્યાર કેમ મેળવી શકે? | ૬૯ |
| ૨૨. બાળરક્ષણવિધિ. ... ... ... ... ... | ૭૨ |
| ૨૩. બાળલગ્ન વિષે. ... ... ... ... ... | ૮૨ |
| ૨૪. કુળ વિષે. ... ... ... ... ... ... | ૯૦ |
| ૨૫. કજોડાં વિષે... ... ... ... ... ... | ૯૨ |

૨૬. પત્નીધર્મ. ... ... ... ... ... ...૧૦૫
૨૭. સ્ત્રીઓની નીતિને નુકસાન કરનાર કારણો. ...૧૦૯
૨૮. ફટાણાં વિષે... ... ... ... ... ...૧૧૩
૨૯. રોવા કૂટવા વિષે ... ... ... ... ...૧૧૬
૩૦. ધર્મ તથા ઇશ્વર વિષે ... ... ... ...૧૨૧
૩૧. સ્વદેશાભિમાન અને સ્વાત્માભિમાન ... ...૧૨૫
૩૨. ઉપસંહાર... ... ... ... ... ...૧૨૮

## વિજ્ઞપ્તિ.

આ નિબંધનો પેહેલો વિષય **ગ્રંથારંભ** પ્રસ્તાવના જેવો છે, માટે અત્રે પુનરૂક્તિ નહિ કરતાં માત્ર એટલીજ વિનંતિ કરૂંછું કે, સતર વરસની તરૂણ વયે અને પહેલ વહેલું આ પુસ્તક મેં લખ્યું છે તેથી રચના, ભાષા, અને વિષયનું પ્રતિપાદન કરવામાં જે જે ખામીઓ માલૂમ પડે તેને માટે સુજ્ઞ વાંચનારે કૃપાદૃષ્ટિથી ક્ષમા કરવી. ક્રમે ક્રમે માણસ પોતાનો સુધારો કરી શકે છે. મનના વિચાર મનમાંને મનમાં રોકી રાખવાથી તેમની ખામી ખૂબી વિષે લોકોના અભિપ્રાય જાણવાનું બનતું નથી, પણ જાહેરમાં મૂકવાથી તે ઉપર ચર્ચા ચાલી સત્યનું નિરૂપણ થાય છે. આવા ઉદ્દેશથી આ નિબંધ લખી મારા વિચાર મેં પ્રદર્શીત કર્યા છે તે ઉપર ચર્ચા ચાલવાથી મારી ભૂલો મને સમજાશે અને તેથી મારો પોતાનો સુધારો કરવામાં મને સારી સહાય મળશે.

આ નિબંધની ભાષા સાધારણ સ્ત્રીઓ પણ સમજી શકે એવી સહેલી રાખવાને બનતો પ્રયત્ન કરેલો છે.

સારા ગ્રંથકારોનાં પુસ્તકો મારા વાંચવામાં આવેલાં અને તેમાંના ઉપયોગી વિચાર મારા મનમાં રમી રહેલા તેનો ઘણો ઉપયોગ, આ નિબંધ લખવામાં મેં કર્યો છે તેથી તે ગ્રંથકર્ત્તાઓનો અતિ ઉપકાર માનુંછું.

તા. ૧૫ મી એપ્રિલ, સને ૧૮૭૭.

**મુ. સરખેજ.** **કૃ. દો. ત્ર.**

૩૨૯૨

# स्त्रीनीतिधर्मदर्शक.

## ગ્રંથારંભ.

આ સૃષ્ટિની અંદર પરમેશ્વરે નર અને માદા એવા બે ભેદ સર્વ પ્રાણીઓમાં કરેલા છે. માણસ પણ એક પ્રાણી છે અને તેની અંદર પણ તેવા ભેદ છે. મનુષ્યના તે ભેદનું નામ "સ્ત્રી" "પુરૂષ" એવું છે; તેમાં સ્ત્રી એ માદાના ભેદમાં છે અને પુરૂષ એ નરના ભેદમાં છે. નર અને માદાના જોડાથી આ સંસારમાં દરેક પ્રાણી માત્રની વૃદ્ધિ થાયછે. મનુષ્ય એ સઘળાં પ્રાણીઓમાં શ્રેષ્ટ છે, કારણકે બુદ્ધિરૂપી જ્ઞાન બીજાં સઘળાં પ્રાણીઓ કરતાં ઇશ્વરે તેનામાં વધારે મૂકેલું છે. આથી કરીને (તર્કશક્તિ-વડે) તે દરેક સારી નરસી વાતનો વિચાર કરી શકેછે અને તેનાવડે ઇશ્વર છે, અને તેનાથી ડરીને ચાલવું એમ તે જાણી શકેછે.

ઇશ્વરથી ડરીને સદાચરણે ચાલવું તેનું નામ નીતિ છે. આ નીતિસદ્‌ગુણ સ્ત્રી અને પુરૂષ બંનેમાં અવશ્યે જોઇએ; કારણ કે તે બંનેને આખી જીંદગી ભેગાં રહીને ગાળવાની છે. અને તેથી કરીને જો તેઓ જૂદા વિચારનાં અને વિરૂદ્ધ આચરણનાં હોય તો તેમનો આખો ભવ ક્લેશ કજીઆ સિવાય જવો દુર્લભ; માટે સ્ત્રી પુરૂષ બંને હમેશાં એક વિચારનાં તથા નીતિવાળાં હોવાં જોઇએ.

નીતિરૂપી નિર્મળ ગુણ દરેક મનુષ્યમાં એની મેળે આવી શકતો નથી; તેને સારૂ તો સત્સંગ, સદ્‌વિદ્યા અને

સદ્દુપદેશની ઘણી જરૂર છે. હાલના વખતમાં કેટલાક સુધરેલા પુરૂષોમાં તે ગુણ જોવામાં આવેછે, પણ સ્ત્રીઓમાં તેની ઘણી ખોટ છે. આનું કારણ તેમને સત્સંગ, સદ્દવિદ્યા અને સદ્દુપદેશ મળી શકતો નથી, અને તેથી કરીને તેઓ પોતાની ફરજ્જે શી છે, તથા પોતે પોતાના ધર્મ કેમ પાળવા, તે નહિ જાણતાં ઢોઠ જેવી રહે છે તે છે. હાલ આપણે ઘણાં જોડાં દુઃખમાં દિવસ નિર્ગમન કરતાં જોઇએ છીએ તેનું કારણ તેમનામાં નીતિરૂપી જ્ઞાનની ખામી સિવાય બીજું કાંઈ માલૂમ પડતું નથી. આથી કરીને ‡દંપતિએ નીતિએ ચાલી સંસાર ભોગવવો એવો જે ધર્મશાસ્ત્ર પ્રમાણે ઈશ્વરી નિયમ મનાએલો છે તેનો ભંગ થાયછે અને તેને લીધે આલોક તથા પરલોકમાં તેઓને સંકટ સહન કરવાં પડેછે.

સ્ત્રી અને પુરૂષની કેટલીક નીતિ એક સરખીજ છે. સાચું બોલવું, પરોપકાર કરવો, ઇશ્વરભક્તિ કરવી, વગેરે બંનેને સરખી રીતે લાગુ પડે છે. પરંતુ તે બંનેના ધર્મ (ફરજ્જે) ઘણી બાબાતમાં જૂદા છે. પુરૂષના ધર્મ કયા છે, તથા તેણે કેવી રીતે નીતિ પાળવી, વગેરે બાબતો વિષે ઘણી વખત અને ઘણા માણસોના કહેવા તથા લખવામાં આવેલું છે; પરંતુ સ્ત્રીઓને માટે તેમ થયેલું થોડું દીઠામાં આવેછે. માટે સ્ત્રીઓના નીતિધર્મ કિયા છે, તથા તે તેમણે કેમ પાળવા, એ જણાવવાની ઘણી જરૂર છે. આ નિબંધની અંદર તેજ બાબત (એટલે સ્ત્રીઓના નીતિધર્મ) વિષે લખવામાં આવશે.

---

‡ દંપતિ એટલે સ્ત્રી પુરૂષનું જોડું.

# કિયા મોટા અર્થે પરમેશ્વરે સ્ત્રીને સરજેલીછે.

સ્ત્રીને પેદા કરવાનું એક કારણ મનુષ્યવૃદ્ધિ છે. પરમ કૃપાળુ ઇશ્વરે જો સ્ત્રીને પેદા કરી નહોત તો આ દુનિઆમાં જે માણસો હોત તેનો ક્ષય થતાં, છેવટે તે ઉજડ થઇ જાત. માટે દુનિઆની અંદર † સ્ત્રીની ઘણી જરૂર છે. કેટલાક જૂના કવિઓએ એને રત્નની ખાણની ઉપમા આપેલીછે તે બરાબર છે; કારણકે રત્નની ખાણમાંથી જેમ ઉમદા રત્નો નીકળેછે, તેમ કોઇ ભાગ્યવાન્ સ્ત્રીઓ એવા સુપુત્ર પ્રસવેછે કે તેમની કિંમત રત્નથી પણ અધિક થાય.

જો પરમેશ્વરે સ્ત્રી જાતને સરજી ન હોત તો જે જે બહાદુર અને નામાંકિત પુરૂષો આ પૃથ્વી પર થઈ ગએલા છે તે ક્યાંથી થાત? આપણા પૂર્વજો, કે જેમણે એક વાર વિદ્યા, કળા, સંપત્તિ, તથા આચાર વિચારમાં શ્રેષ્ટતાથી ભરતખંડને પ્રખ્યાત કર્યો હતો, તે જો ઈશ્વરે સ્ત્રીને પેદા કરી નહોત તો કયાંથી થાત? વળી સર ઐસાક ન્યુટન, કોલંબસ તથા બીજા કેટલાક મહાન્ પુરૂષો જેમણે વિદ્યાબળે કરી ભૂગોળ અને ખગોળના અનેક વહેમો દૂર કર્યા તે કયાંથી નીપજત? માટે. મનુષ્યવૃધિને માટે સ્ત્રીની જરૂર છે.

સંસાર વ્યવહારિક અનેક કામ કરવામાં સ્ત્રીની ઘણી જરૂર છે. દુનિઆદારીનાં કેટલાંક કામ એવાં છે કે સ્ત્રીની મદદ સિવાય પુરૂષ એકલો તે કરવા ધારે તો કોઇ દિવસ

---

† આ વિષય સ્ત્રીઓનો છે, માટે પુરૂષ વિષે બોલવામાં આવશે નહિ.

બને નહિ. એ સિવાય છોકરાંને સારી રીતે ઉછેરવાં, નાનપણથીજ તેમને સુનીતિનો માર્ગ બતાવી સદાચરણી કરવાં, તથા પુરૂષ જે ધન સંપાદન કરી લાવે તેનો યથાઘટિત ઉપયોગ કરી ઘરખટલાનું વ્યવહારિક કામ ચલાવવું, એ સ્ત્રીઓને પેદા કરવાનાં મુખ્ય કારણો છે. વળી મનુષ્યનું રૂપ કેવું છે તે બતાવવાનું સાધન પણ સ્ત્રી છે. કેમકે પુરૂષ ગમે તેવો રૂપવાન્ તથા કાન્તિવાન્ હશે તોપણ સ્ત્રી કરતાં ઉતરતે દરજ્જે. આ સિવાય દુનિઆદારીનાં બીજાં કેટલાંક કાર્યને માટે પરમેશ્વરે સ્ત્રીને સરજેલી છે એમ અનુમાન થઇ શકેછે.

## સ્ત્રીઓએ ધ્યાનમાં રાખવા જોગ બાબતો.

૧. દરેક સ્ત્રીએ સારો વિદ્યાભ્યાસ કરી જ્ઞાન મેળવવું, અને તેના યોગે પોતાનાં વ્યવહારિક કામમાં વાકેફ થઇ વર્તવું. દુનિઆની અંદર જેટલા સુધારા કરવાના છે તે વિદ્વાન્ કરી શકે છે. માટે વિદ્યાભ્યાસની પ્રથમીજ ઘણી જરૂર છે.

૨. પોતાનું શરીર સ્વચ્છ રાખવું, એટલે કંઇપણ વિકાર ન થવા દેતાં આરોગ્યતાનું સંરક્ષણ કરવું; કેમકે સુધારો કરવામાં વિદ્યાની જોડે આરોગ્ય શરીરની પણ ઘણી જરૂર છે. વળી પુરૂષો કરતાં સ્ત્રીઓને તંદુરસ્તીને માટે ઘણી સાવચેતી રાખવાની છે. સુવાવડ અને બીજા કેટલાક વખતે સ્ત્રીને ઘણું ચેતીને ચાલવાનું છે અને તેમાં ચૂક આવે તો વખતે જીંદગીને નુકસાન થાયછે.

૩. ઇશ્વર ઉપર આસ્તા રાખી શુદ્ધ અંતઃકરણથી તેની ભક્તિ તથા પ્રાર્થના કરવી અને દરેક વખતે તેનાથી ડરી નિતિએ ચાલવું.

૪. સત્સંગ કરી તથા સદુપદેશ સાંભળી તેમાંથી મળેલી શીખામણ ઉપર લક્ષ આપી તે પ્રમાણે સુધરવું.

૫. પોતાના પતિના સુખ દુઃખમાં ભાગ લેવાને દરેક વખતે તત્પર રહેવું; કારણકે તેમ કરવાને તમે લગ્નક્રિયા વખતે તેમની સાથે બંધાએલાં છો અને વ્યવહારિક રીત પ્રમાણે તે એક તમારી ફરજ છે.

૬. પોતાના પતિની કંઇ પણ ખામી માલૂમ પડે તો સ્ત્રીએ તેને તે બેલાશક જાહેર કરવી તથા તે સુધારવાને પોતાની બુદ્ધિ પ્રમાણે સમજુત પણ આપવી. આ કામ કરવામાં કદાચ તેને (પતિને) ખોટું લાગી ગુસ્સો ચડે તોપણ હિંમત નહિ હારતાં ધારેલા કામમાં ફતેહ મળે તેમ કરવું, અને તેમ કરવામાં કાંઈ મુસીબત ખમવી પડે તો તે બહેતર સમજી સહન કરવી.

૭. તમારી કંઇ પણ ચાલથી પતિને નાખુશી ઉપજી હોય યા ઉપજતી હોય, તો તમારે તમારી ચૂક કબૂલ કરવી અને ફરીથી એવું કામ નહિ બને એ વિષે પોતાના મન સાથે પક્કો ઠરાવ કરી તે પ્રમાણે હમેશાં વર્ત્તવું. આ વાત ખૂબ યાદ રાખવી કે અણબનાવ અને કંકાસ દૂર કરવામાં મુદ્દલ હલકાઈ નથી પણ તેથી ઉલટો પોતાનો સ્વાર્થ સુધરેછે.

૮. કદી નકામાં બેશી રહેવું નહિ, પણ કંઇ ઉપયોગી કે જરૂરનું કામ હાથમાં લેઇ બેસવું જોઈએ. કેમકે વખત ઘણો અમૂલ્ય છે અને ગયો વખત પાંછો હાથ લાગતો નથી, પણ આ સંસારયાત્રાની ટૂંકી મુસાફરીમાંથી તે ઓછો થાયછે માટે તેનો સારો ઉપયોગ કરીલેવો.

૯. ફુરસદનો વખત વિદ્યાભ્યાસ કરવામાં અને સા-

રાં સારાં પુસ્તકો તથા ચોપાનિયાં અને વર્તમાનપત્રો વાંચવામાં કાઢવો જોઇએ. કારણકે તેથી ગમત તથા આનંદ થાયછે, અને મનની શક્તિઓ પ્રફુલ્લિત થઇ જ્ઞાનમાં વધારો થાયછે.

૧૦. કોઈ પ્રસંગે દુઃખ આવી પડે તો તે સહન કરવાની હિંમત મૂકવી નહિ, પણ વધારે ધૈર્યતા ધારણ કરી પોતાપર પડેલાં દુઃખ નિવારણ કરવાને ઉદ્યોગ તથા શ્રમ કરવો.

૧૧. સવારથી સાંજ સૂધી આખો દિવસ ખુશીમાં રહેવું. આમ કરવાથી તમને આનંદ થશે અને તમારા પતિને કોઇ કારણસર ગુસ્સો ચડયો હશે તો તે પણ ઉતરી ગયા વિના રહેશે નહિ. આનંદી સ્વભાવ અને હસતું મુખ એ કલેશ કંકાસનાં કાળ છે.

આ સિવાય ઘર, આંગણું તથા વસ્ત્ર વગેરે સઘળો સામાન સ્વચ્છ રાખવો, છોકરાંની આરોગ્યતા તથા તેમના સુધારા વિષે કાળજી રાખવી, વગેરે ઘણી બાબતો સ્ત્રીઓએ ધ્યાનમાં રાખવાનીછે તે પ્રસંગોપાત આગળ બતાવવામાં આવશે.



## સંસારમાં કિયા મોટા સુધારા સ્ત્રીઓ કરી શકે ને તે શી રીતે?

આ દુનિઆની અંદર કરવાના સુધરામાંના ઘણા સ્ત્રીઓને કરવાના છે. નીતિનો ફેલાવો કરવો એમાં ઘણું કામ સ્ત્રીઓનું છે. પોતાનું બાળક જરા સમજણું થાય ત્યારથીજ મા તેના મોઢા આગળ મીઠા શબ્દો બોલે, તથા સારી નીતિની અને શિખામણની વાતોથી ઉપદેશ કરી

તેના ફાયદા વિષે કહેતી રહે, અને પછી પોતે તે પ્રમાણે ચાલે તો તેના કહેવા તથા કરવા ઉપર બાળક નાનપણથી-જ લક્ષ આપતું થાય અને તેથી મોટપણે તે સુનીતિવાન્ થયા સિવાય રહેજ નહિ. જો સઘળી સ્ત્રીઓ પોતાનાં બાળકોને આવી રીતે નાનપણથીજ નીતિએ ચાલતાં શીખવે તો અનીતિ ઓછી થઇ જાય. આ કામ સ્ત્રીઓનું છે અને તેમણે તે બાબતમાં સુધારો કરવો જોઇએ.

નાતવરાની જે બૂરી રસમ હિંદુઓમાં વિશેષ ચાલેછે, તેમાં પણ સ્ત્રીઓ ધારે તો સુધારો કરી શકે. હું એમ ધારૂંછું કે નાતવરાનો શોખ પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે છે. જમણવારને દિવસે સારાં સારાં કપડાં તથા ઘરેણાં પહેરી જમવા જવામાં તેઓ શોભા તથા મોટાઇ માનેછે. પુરૂષો પણ તેમના દેખાદેખી થોડું ઘણું તેવું સમજેછે પણ સ્ત્રીઓ જેટલું નહિ. જમણવારને દિવસે જોઇતાં ઘરેણાંમાંથી એકાદ બાકી હોય તો જોઈ. લ્યો મઝા! પુરૂષ બિચારો તેવે વખતે કહેછે કે બળી આ જમણવાર ક્યાંથી આવી કે મારા ભોગ મળ્યા!! એમ જમણવારને દિવસે સ્ત્રીઓ અંધાધુંધી મચાવી મૂકેછે એ ઉપરથીજ સાબિત થાયછે કે નાતવરાનો વિશેષ શોખ સ્ત્રીઓને છે, અને તેથી તેઓ ધારે તેટલો સુધારો તેમાં કરી શકે. નાતને દિવસે બગલીઆં કરવાં, એટલે થાળીઓમાં ઘાલી સાહેલીઓને તથા સગાંવહાલાં અને લાગતાં વળગતાંઓને ઘેર આપવા જવું તેમને ઘણું ગમેછે. પણ એવી સ્ત્રીઓએ સમજવું જોઇએ, અને અઘટિત જમણવારથી થતા ગેરફાયદા તથા ખરાબી વિષે વિચાર કરી જેમ બને તેમ તે વરા ઓછા થાય તેમ કરવું. એતો નક્કી છે કે સ્ત્રીઓ જો જમણવાર

ઉપરનો શોખ ઓછો કરે તો તેમાં સુધારો થયા સિવાયરહેનહિ.

દીકરા દીકરીઓનાં લગ્ન હાલ જે રીત પ્રમાણે થાય-છે તેમાં પણ ઘણો સુધારો કરવાનો છે. કેટલીક સ્ત્રીઓ તો છોકરૂં બે ત્રણ વર્ષનું થાય એટલે ધણીને ગોચપરૂણા કરવા માંડેછે કે હવે જલદી એની સગાઇ (વિવાહ) કરો. અને તે થયું એટલે પાંચ વર્ષ પૂરાં ના થાય એટલામાં પરણાવવાનું લેઇ બેસેછે. તેમાં પુરૂષ કદાચને એમ કહે કે હમણાં નહિ, બે વરસ પછી કરીશું, તો અજ્ઞાન સ્ત્રી તેને દર રોજ ફારી નાંખેછે અને કહેછે કે ગમે તેમ કરો પણ મારે તો આ વિવાહ મહાલવો છે અને ઓણુને ઓણુ લગ્ન કરવું છે. આ વિષે તે એટલું ધિંગાણું મચાવેછે કે પુરૂષને બિચારાને તેનું કહેવું માન્ય કર્યા સિવાય ચાલે નહિ. વળી છોકરા કરતાં છોડી ઉપર મા પોતાનો હક વધારે સમજેછે અને તેના લગ્ન વિષે તો મરજી મુજબ કરવા ધારેછે. પણ અરે ડાહી સ્ત્રીઓ! એ શું બાળકી ઉપર જૂલમ ન કહેવાય? બાળલગ્ન જેવું વિનાશકારી બીજું શું છે? દૈવયોગે તે બાળકીનું નસીબ ફૂટી જાય, એટલે વિધવા થાય, તો પછી નાનપણમાં પરણાવી લહાવો લેનાર સ્ત્રી ભારે કલ્પાંત કરેછે. એવે વખતે શું તે પોતાના મનમાં વિચારતી નહિ હોય કે દીકરીને મોટી કરીને પરણાવી હોત તો સારૂં? અલબત વિચારેજ. પણ શું કરે! લાચાર! કેમકે હાથનાં કર્યા હૈયે વાગેછે. આવી બાબતમાં પહેલેથીજ પૂર્ણ વિચાર કરી પાણી પહેલી પાળ બાંધવી જોઇએ કે પાછળથી કલ્પાંત કરવું ન પડે, તથા બાળરંડ પુત્રીરૂપી સાપના ભારા જોવા મટે. આ બાબતનો સુધારો કરવામાં સ્ત્રીઓની આગેવાનીની જરૂર છે. માટે

ડાહી સ્ત્રીઓએ વિચાર કરી બાળલગ્નનો અટકાવ થવામાં પોતાના તરફની આડાઇ દૂર કરી સુધારો કરવો જોઇએ.

ખોટા વહેમનો નાશ કરવો એ બાબતમાં પણ ઘણું કામ સ્ત્રીઓનું છે. હાલની ઘણીખરી હિંદુ સ્ત્રીઓ તો એ-વી છે કે તેમને વહેમસાગરની ઉપમા આપી હોય તો પણ ખોટી ન કહેવાય. તેઓ અનેક જાતના વહેમ તથા દોરા ચીઠી અને જાદુમાં છુમંતરીઆથી ઠગાયછે. વળી કેટલીક સ્ત્રીઓ સાસુના જૂલમથી, અથવા ધણીને વશ કરવા વ-ગેરે કારણોને લીધે ભૂત લાવી ધૂણેછે, અને જ્યારે સાસુ તથા ધણી તેનું કહેવું કબૂલ કરે ત્યારે ભૂત પાછું જતું ર-હેછે! જુઓ આ કેવી હસવા જેવી વાત! હું ખાત્રીથી ક-હુંછું કે આ બધા નિર્લજ તથા અજ્ઞાન સ્ત્રીઓ ઢોંગ કરે-છે. અને મનમાં પણ સમજેછે કે અમે ઢોંગ કરીએ છીએ પણ પોતાની મતલબ સાધવાને એ હરામ ચસકો છોડવો ગમતો નથી. વળી તેમનું જોઇને તેમની પુત્રીઓ પણ તેમજ કરેછે. એતો ખરૂં છે કે ઢોંગ કરી ભૂતનું ના-મ લેઇ ધૂણતી વખતે વાયુનું જોર વધવાથી શરીરનું ભાન રહેતું નહિ હોય, પણ તેથી તે સાચું કહેવાય નહિ; કેમકે જો સાચું હોય તો પુરૂષને કેમ નથી આવતું અને સ્ત્રીઓનેજ આવેછે? આવા ખોટા વહેમમાં પોતે ડુબી તથા પોતાનાં છોકરાંને ડૂબાવી શરીરે કષ્ટ ભોગવવું, એ સ્ત્રી જાતને ઓ-છું હીણપત લગાડનારૂં છે? ઘણુંજ છે. માટે એવા વહેમી ઢોંગ કરવાની ટેવ દૂર કરવી અને પોતાનાં બાળકોને પણ તેની જૂઠાઇ વિષે પ્રમાણ સહિત નક્કી કરાવવું જોઇએ.

સીમંત વખતે જે નિર્લજ તથા દુઃખદાયક ચાલ ક-

રી શોભા તથા મોટાઇ માનેછે તે દૂર થવી જોઇએ. *ધેને ડોટીનું આખું થાન ખેવડું પહેરી હાથમાં નાળીએર પકડી બડી ધામધુમથી ચોટા વચ્ચે ચાલીને ધણીને ઘેર જવું એ ઓછું શરમાવા જેવું તથા ગેરઆબરૂ કરનારૂં છે? ઘણુંજ છે. નાગરની સ્ત્રીઓમાં પુષ્કળ ઘરેણાં પહેરી વાઘ બનવાનો બેવકુફી ભરેલો ચાલ ઓછો દુઃખદાયક છે?

જો સ્ત્રીઓ તેમ કરવાને નાકબૂલ થાય તો પુરૂષોના ભાર નથી કે તે જોરજૂલમથી કરાવે. કેટલાક સમજુ પુરૂષો તો બિચારા તે નિર્લજ ચાલને ધિક્કારેછે, પણ બેશરમી સ્ત્રીઓના આડાપણાને લીધે તેમને આંખ આડા કાન કરવા પડેછે.

પૂર્વે ઘણા વેપારીઓ પરદેશ જતા, તથા કોઈને સ્ત્રી સાથે અણબનાવ હોય અને તેવા વખતમાં કોઈ સ્ત્રીને ગર્ભ રહે તો તે પોતાનો નથી એમ કહેતા હશે; માટે આ ચાલ નીકળ્યો હશે કે બડી ધામધૂમથી સ્ત્રી પોતાના પુરૂષને ઘેર જાય અને તે તેને ઘરમાં ઘાલે એટલે કશો વાંધો રહે નહિ. પણ શાસ્ત્રમાં તેમ કરવાને બિલકુલ કહેલું નથી. ફકત કળમાંતર કરવાને કર્મકાન્ડમાં કહેલું છે તો તેમાંથી યોગ્ય હોય તે કરવું. જે કરવાનું શાસ્ત્રમાં કહેલું નથી અને કરવો પણ ન જોઇએ, તે કરવાથી શો ફાયદો છે? નીચ તથા બેવકુફ લોકો રસ્તે ચાલતાં શરમાવા જોગ હાંસી કરેછે તેથી પણ લાજ આવતી નથી? તેવે વખતે જો તમારે ઉત્સવ કરવાની મરજી હોય તો સારી મીજલસો મેળવી પરસ્પર ખુશીનું સંભાપણ ચલાવો, અને સગાંવહાલાં ભેગાં થઈ આનંદમાં દિવસ ગુજારો. પણ ખોટી

* ધેન એટલે સીમંત (અધરણી) વાળી સ્ત્રી.

મોટાઈ તથા ગાંડી ચાલ બંધ થવી જોઇએ.

લગ્ન વખતે ફટાણાં ગાવાં બંધ કરી તેને બદલે સારાં ગીત ગાવાં એ સુધારો પણ સ્ત્રીઓને કરવાનો છે. ફટાણાંથી શરીર, શિયળ, શરમ અને આબરૂને ધોકો પહોંચે છે, માટે તે ચાલ બંધ કરી સારાં માંગલિક ગીત ગાવાં જોઈએ.

રોવાકૂટવાનો જે ચાલ આપણામાં ઘણો ફેલાએલો છે તેમાં પણ સ્ત્રીઓ ધારે તો સુધારો કરી શકે; કેમકે તે ચાલને તેમનાથીજ પુષ્ટિ મળી છે અને પુરૂષ જે કંઇ તેવું કરેછે તે સ્ત્રીઓને લીધેજ. રોવાકૂટવાથી તન, મન, અને હિંમતને ઘણી હરકત પહોંચે છે, તથા શોકમાં વધારો થાયછે. માટે તે ચાલ ધીમે ધીમે ઘટાડવો અને તેને બદલે મરનારના આત્માની ઉન્નતિને માટે ઇશ્વરભક્તિ કરવી.

સ્ત્રીકેળવણી વિષે જે વહેમી અને ખોટા વિચારો ચાલેછે તેમાં પણ સ્ત્રીઓને ઘણો સુધારો કરવાનોછે. તેમણે પોતાની છોકરીઓને વિદ્યાભ્યાસ કરવા સારૂ નિશાળે મૂકવી, અને પોતે પણ બની શકે તેટલો અભ્યાસ કરવો. કદાપિ દુષ્ટ પુરૂષો તથા સ્ત્રીઓ તેમાં હરકત કરતા થાય તો તેમને પત નહિ કરતાં પોતાનું કામ ચલાવ્યા જવું, અને સ્ત્રીકેળવણીનો વધારો થાય તેમ કરવું.

સ્ત્રીઓ વિષે જે વહેમી, ખરાબ અને અઘટિત રૂઢીઓ ચાલેછે તેમાં પણ સ્ત્રીઓએ સુધારો કરવો તથા પોતાના વાજબી હક અમલમાં આણવા.

આ સિવાય સ્ત્રીઓને ઘણી જાતના અને ઘણી તદબીરથી સુધારા કરવાનાછે, તે પ્રસંગોપાત બતાવવામાં આ-

વશે તે ઉપર ધ્યાન આપી લાગ આવે તેમ કરવા ચૂકવું નહિ. પણ એ સઘળા સુધારા કરવાનો આધાર સુવિદ્યાની કેળવણી ઉપર રૂહેલોછે, માટે પ્રથમ સારો વિદ્યાભ્યાસ કર્યો હશે તોજ બીજા સુધારા થઇ શકશે.

---

## વિદ્યાભ્યાસ વિષે.

દરેક સ્ત્રી અને પુરૂષને વિદ્યાભ્યાસની ઘણી જરૂર છે; કેમકે દુનિઆનાં સઘળાં કામનો આધાર વિદ્યાભ્યાસ ઉપર રહેલો છે. વિદ્યાભ્યાસથી મન પ્રફુલ્લિત થઇ (એટલે મનની શકિતઓ ખીલી) અક્કલમાં વધારો થાયછે; અક્કલમાં વધારો થયાથી સુવિચાર ઉત્પન્ન થાયછે; સુવિચાર ઉત્પન્ન થયાથી સંસાર વ્યવહારિક ફરજોનું તથા ઇશ્વર વિષે ગ્નાન થાયછે; અને ઇશ્વર વિષે ગ્નાન થાય એટલે તેની ભકિત કરી તથા તેનાથી ડરી સદાચરણે ચાલવાથી મોક્ષની પ્રાપ્તિ થાયછે. એમ વિદ્યાભ્યાસથી અનેક ફાયદા છે.

આપણા મૂલકમાં પુરૂષો થોડો ઘણો વિદ્યાભ્યાસ કરેછે, પરંતુ સ્ત્રી-વિદ્યાભ્યાસની તો ખરેખરી ખામી છે. સંસાર વ્યવહારિક કામમાં વગર ભણેલી સ્ત્રી ઘણું ગુંચવાયછે, તથા પોતાની શી ફરજો છે તેની તેને ખબર હોતી નથી. પૈસો પેદા કરી લાવવાનું કામ પુરૂષનું છે પણ તેનો યથાઘટિત ઉપયોગ કરવાનું કામ સ્ત્રીઓનું છે; અને ભણ્યા વગરની સ્ત્રીથી એ કામ બરાબર બલકે બિલકુલ પણ થઇ શકતું નથી. હાલમાં ઘર સંબંધી કેટલાંક કામકાજનો બોજો પુરૂષ ઉપર પડેલો આપણે જોઇએ છીએ, તેનું કારણ સ્ત્રીકેળવણીની ખામી સિવાય બીજું કંઇ નથી. ભણ્યા વગરની સ્ત્રીઓને ઇશ્વર સંબંધી ગ્નાન પણ

હોતું નથી. તેઓ વહેમનો તો ભંડારજ; કોઈપણ જાત-
નો વહેમ તેમનામાં બાકી હોતો નથી. છોકરાંને કેવી રી-
તે ઉછેરવાં તથા તેમને કેળવણી કેવી અને કેમ આપવી
તેનું તેમને જ્ઞાન હોતું નથી. ધણી ધણીઆણીનો સંબંધ
કેવી રીતનો છે તે તેઓ જણાતી નથી. કંઇ કામ કરવા-
માં તે સારૂં છે કે ખોટું અગર યોગ્ય છે કે અયોગ્ય, તે
સમજ્યા વગર આડે આવી પતિને કનડેછે; અને ધંધા રો-
જગાર માટે કે કંઈ જરૂરના કામ સારૂ તે પરગામ કે
પરદેશ જતો હોય તો કંકાસ કરીને જવા દેતી નથી અ-
ગર પોતાને સાથે તેડી જવાની જરૂર પાડેછે. હલકી બા-
બતમાં રીસાય અને કજીઆ કરે, ને તેવીજ બાબતો વિષે
નિરર્થક મોટા મોટા અને ખોટા વિચારો કરેછે. વખત ન-
કામો ગાળેછે. સહેજ વાતમાં સાસુ નણંદ વગેરેની સાથે
લડી તેની ફરિયાદ પોતાના પતિ આગળ કરી કુસંપ ઉ-
પજાવેછે અને અંદર અંદર પણ કજીઓ કરી બળાપો ક-
રેછે અને પોતાના નિરપરાધી પતિને કંકાસરૂપી ચિતાને સ્વા-
ધિન કરી જન્મારાસૂધી બાળ્યાં કરેછે. શરીર, ઘર, ઘરનો
સામાન, તથા લૂગડાં વગેરે કેવાં રાખવાં તેનું જ્ઞાન તેમને
હોતું નથી, અને "મૂર્ખ સ્ત્રીની બુદ્ધિ પાનીએ" એ કહેવત-
ને લાયક તેઓ બરાબર હોયછે. એમ સઘળી બાબતથી
વગર ભણેલી સ્ત્રીઓ અજ્ઞાન હોવાને લીધે પશુ માફક
પોતાની જીંદગી પૂરી કરેછે. આવી રીતે વગર કેળવાએલી
સ્ત્રીઓ પોતે અનેક તરેહનાં દુઃખ ભોગવે છે, અને પો-
તાના પતિ તથા સંબંધીને પણ ભોગવાવેછે.

ઉપર જે જે બાબતોથી વગર ભણેલી સ્ત્રી અજ્ઞાન
હોયછે એમ બતાવ્યું, તે સઘળી બાબતથી ભણેલી સ્ત્રી

વાકેફ હોયછે. વળી તે સૌ સાથે હળીમળીને ચાલેછે; કોઇની નિંદા કુથલ કરતી નથી; પોતાનાં છોકરાંને સારીરીતે ઉછેરેછે તથા નીતિ અને પરમેશ્વર સંબંધી સારાસારા વિચારો તેમના કુમળા મનમાં દાખલ કરી શકેછે; પોતાના પતિની પેદાશ શી છે તે તપાશી, તેમાંથી કેવી રીતે ખર્ચ કરવો તે સારીપેઠે સમજેછે; અને જે ખરચ કરે તેનો ચોખ્ખીરીતે હિસાબ રાખેછે; પતિના કામમાં વખતે મદદ કરેછે; સાસુ વહુનો સંબંધ કેવો છે તે સમજી સાસુ સસરાની ચાકરી કરેછે; અને વહુવારૂને દુઃખ દેતી નથી, પણ તેના ધણી જોડે કદાપિ કજીઓ થયો હોય તો સમજાવીને બેઉ વચ્ચે પ્રીતિ ઉત્પન્ન કરાવેછે; શિયળ સાચવેછે; તથા પોતાની જાતિબેનોને સુધારવા પોતાથી બનતી મેહેનત કરે છે; વગેરે સારાં સારાં કામ કરી પોતાની, પોતાના પતિની, સાસરીઆં તથા પીયરીઆંની, અને પોતાના મૂલકની આબરૂ વધારે છે. માટે સ્ત્રી કેલવણીની ઘણી જરૂર છે.

છોકરીઓને ભણાવવા વિષે આપણા લોકો ઘણા વહેમ ભરેલા વિચાર કરેછે, તેમાં બઇરાં તો એવા વિચારને એટલાં બધાં મળતાં આવેછે કે તેમનો તેવો વિચાર ફેરવાવતાં સુધરેલા માણસને ઘણી મુસીબત પડેછે. કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ તો એમ કહેછે કે ભણેલી છોડી ખંધી થાય એટલે પીયરનાં તથા સાસરાનાં બધાં માણસોને આડાંઅવળાં સમજાવી મરજી મુજબ ચાલે, તેથી આપણા કુળની આબરૂને નુકશાન પહોચે. વળી ભણેલી છોડી રંડાય પણ વેહેલી, તેને છોકરાં ન થાય, શાસ્ત્રની અને વડીલોની આજ્ઞા માને નહિ, વટલાઇ જાય, વગેરે ઘણી જાતના મૂર્ખાઇ ભરેલા, વહેમી, અને સ્વાર્થી વિચારો કરી પોતાની બાળકીઓને જન્મારા સૂધી છતી આંખે

આંધળી, તથા છતી બુદ્ધિએ મૂર્ખ રાખેછે; વળી તેઓ એ-વું બહાનું કાઢેછે કે છોડીઓને ભણાવવી એ અમારો ચાલ નથી. પણ તેમણે સમજવું જોઈએ કે દરેક જાતની સારી યા નરતી રૂઢીને ઘરડાં કરતાં હતાં એમ કહી તમે વળગી રહોછો અને તે પ્રમાણે કરોછો, ત્યારે આ બાબતમાં એમ કેમ કરતાં નથી? શું પૂર્વેની સ્ત્રીઓ વિદ્યાભ્યાસ નહોતી કરતી? તમારે કબૂલ કરવુંજ પડશે કે તેઓ ભણતી હતી, અને બીજી રૂઢીઓ પ્રમાણે તે બાબતમાં અમે વર્તતાં નથી એ તમે ખોટું કરોછો. પુરાણ વગેરે ગ્રંથો જોતાં માલમ પડેછે કે અસલની સ્ત્રીઓ પુષ્કળ વિદ્યાભ્યાસ કરતી, તથા વખતે ગ્રંથો પણ રચતી. પૂર્વે થઇ ગએલા મંડનમિશ્ર પંડિતની સ્ત્રી ભારતિ એવી તો વિદ્વાન હતી કે તેણે શંકરાચાર્ય જોડે વિવાદ કર્યો હતો. ત્યારે શું એ તમારાં ઘરડાં ન ગણાય? અને તે કરતાં તે પ્રમાણે કરવાને કાંઇ હરકત નહિ પણ અતિ ઉપયોગી એવો જે વિદ્યાભ્યાસ તે ન કરવો જોઇએ? ધિક્કાર છે સ્ત્રીકેળવણીમાં આડે આવનાર તથા તેના વિષે દુષ્ટ વિચાર કરનારને કે તેમણે પોતાના વૃદ્ધ પૂર્વજોની આબરૂને બટ્ટો લગાડયો, અને નઠારી નઠારી રીતો બહાલ રાખી વિદ્યાભ્યાસ જેવી ઉપયોગી બાબતતોનો ત્યાગ કર્યો!! જેવારે હિંદુસ્તાનમાં સ્ત્રી અને પુરૂષ બંને વિદ્યા ભણતાં તેવારે બીજા દેશોમાં તેની આબરૂ કેટલી બધી હતી! અને તેનો નાશ થયાથી હાલ કેટલી ગેરઆબરૂ થઈછે! નક્કી સમજી રાખવું કે સંસારસુખ તથા સુધારાનો મૂળ પાયો સ્ત્રીકેળવણી છે. કેટલીક સ્ત્રીઓ તો એમ કહેછે કે હું, મારી મા, તથા એ છોડીની સાસુ વડસાસુ વગેરે કોઇ ના ભણ્યાં તો અમારો ભવ કેમ ગયો? એમનો એમ એનો પણ જશે. એને કિયું વેપાર

• રોજગાર કે નોકરી કરી રળવા જવુંછે? પણ એવી સ્ત્રીઓએ નક્કી સમજવું કે આટલા દિવસ ભણ્યા વગર ચાલ્યું પણ હવે ચાલવાનું નથી; તેથી તમે જો તમારી પુત્રીને અભણ રાખશો તો મોટી થયે પોતાની બીજી સાહેલીઓને ભણેલી તથા તેમને પોતાના પતિસાથે સુખથી મહાલતી જોઇ તેને પસ્તાવો કરવો પડશે, અને તમે (માબાપે) તેને ન ભણાવી તેથી જીવતા સૂધી ગાળો દેશે. વળી તે અભણ તથા અજ્ઞાન હોવાથી અનીતિએ ચાલી જેટલાં નઠારાં કર્મ કરશે તે બધાંનું પાપ પણ તમારે માથેછે. વિદ્યા ભણવાથી જો સ્ત્રીઓ બગડતી હોય તો પૂર્વે જે ઘણી સ્ત્રીઓ વિદ્યાભ્યાસ કરી જ્ઞાન મેળવી પાતિવ્રત પાળી સતીઓ થઇ ગઈ કે જેને તમે અને તમારા દેશના બધા લોકો માન આપોછો તે ક્યાંથી થાત? વિદ્યા ભણવાથી જો દુર્ગુણ આવતા હોય તો પુરૂષો જે અત્યુત્કંઠાથી ભણેછે તે શું કરવા ભણે? વિદ્યા ભણવાથી જો સ્ત્રીઓ વિધવા કે વાંઝણી થતી હોય તો મડમો કેમ નથી થતી? તથા તમારી ઘરડીઓ કેમ તેવી ન થઇ? માટે સ્ત્રીઓને વિદ્યા ભણવાથી ગેરફાયદા જાણનાર વહેમીઓએ સારીપેઠે વિચાર કરવો, અને પોતાની હઠ ખોટી છે એમ કબૂલ કરી સ્ત્રીકેલવણીનો વધારે ફેલાવો થએલો જોવાની ઈચ્છા રાખવી, અને તે કામમાં પોતાની શક્તિ પ્રમાણે તન, મન અને ધનથી મદદ કરવી. સ્ત્રીઓને ન ભણાવવી એવો વિચાર જ્યારે સ્ત્રીઓજ કરે, ત્યારે તેઓ હાથે કરીને તે બાબતનો જૂલમ પોતાને માથે ખેંચી લેછે, અને તેમાં પુરૂષનું વધારે આડાપણું નથી એમ કહેવું જોઇએ.

અસલની સ્ત્રીઆને છૂટ મળતી તથા તે વિદ્યાભ્યા-

સ કરતી, પરંતુ કાળાંતરે કરીને દેશકાળ પ્રમાણે સ્ત્રી-કેળવણી વિષે પણ થએલું, અને રહેતે રહેતે એ બાબત વિષે લોકો ઘણુંજ હલકા વિચાર કરવા લાગ્યા. પણ સ્ત્રીઓને ભાગ્યે, તથા ચઢતીપડતીના નિયમ પ્રમાણે ઈશ્વરે તેમની તેવી અવસ્થાનો નાશ કરી ઉદયાતાનાં કિર્ણ પ્રકાશ કરવા માંડયાંછે. પ્રભુકૃપાથી હાલમાં કેટલાક પરોપકારી શેઠીઆ-એ તથા હાલની માયાળુ સરકારે સ્ત્રીજાત ઉપર રહેમ કરી મોટાં મોટાં શેહેરો અને કસ્બાઓમાં કન્યાશાળાઓ સ્થાપન કરેલીછે, અને તેની અંદર સારો અભ્યાસ કરી ઘણી છોકરીઓ સુખી થાયછે. કન્યાશાળાઓનો તથા સ્ત્રીકેળવણીનો હજી ઘણોજ થોડો ફેલાવો થએલોછે, પણ આશા છે કે દયાળુ શેઠીઆઓ તથા માયાળુ સરકાર તેનો વધારો કરી લોકોને સુખી કરશે.

કન્યાશાળામાં પુરૂષ કરતાં સ્ત્રીશિક્ષક હોય તો સારૂ. આ અગત્યની બાબતમાં ધ્યાનમાં લેઇને નામદાર સરકારે, ફીમેલ નાર્મલસ્કુલો ઉઘાડેલીછે, તેમાં શીખી શિક્ષકના કામને લાયક થએલી સ્ત્રીઓને કન્યાશાળાના મેહેતાજીની જગ્યા આપેછે. આમ થવાથી (એટલે કન્યાશાળામાં સ્ત્રીશિક્ષક હોવાથી) મોટી ઉમરની છોકરીઓ તથા સ્ત્રીઓને પણ અભ્યાસ કરવાનું બની શકે/અને તેટલાજ માટે સરકારે તે તદબીર કરેલી હશે એમ માલમ પડેછે. જુઓ સરકારની પણ સ્ત્રીકેલવણી ઉપર કેટલી બધી ચાહેના છે, અને તેને માટે તે કેટલો શ્રમ અને ખરચ કરેછે! તે છતાં કેટલીએક મૂર્ખ સ્ત્રીઓ પોતાની બાળકીઓને નિશાળે મૂકતી નથી, અને પ્રથમ બતાવ્યા પ્રમાણે વહેમી વાંધા કાઢી તેમને અભણ રાખેછે! પણ અરે એવા ખોટા વિચાર

કરનારી મૂર્ખ સ્ત્રીઓ! તમને આવો વખત તથા આવી સરકાર ફરીફરીને મળવાનાં નથી; માટે ચેતાય તેમ ચેતો અને તમારી પુત્રીઓનો તથા તમારો ભવ સુધારી સુખી થાઓ તેમ કરો.

કન્યાશાળાઓમાં ગણિત, ઈતિહાસ, ભૂગોળ વાંચન વગેરે અનેક જાતની વિદ્યાઓની સાથે, ભરત ભરતાં, ગુંથતાં, શીવતાં, અને સારા સારા રાગમાં ગાતાં શીખવવામાં આવેછે; તેથી પોતાનાં તથા પોતાનાં છોકરાંનાં લૂગડાં તથા બુટને માટે જે ભરત ભરવું પડે તે કેળવાએલી સ્ત્રી પોતાને હાથે ભરેછે અને લૂગડાં પણ હાથેજ શીવેછે, તેથી તેની અંદર ખરચાતા પૈસાનો બચાવ થાયછે. ઇશ્વરેચ્છાએ કદિ આપત્તિ આવી પડે તો તેવા વખતમાં પોતાનું ગુજરાન ચલાવવાને પણ એ બહુ ઉપયોગી સાધનો છે. વળી સારા સારા રાગનું ગાયન આવડવાથી લગ્ન વખતે જે ફટાણાં ગવાયછે તે બંધ થઇ સારાં ગીત ગાવાનું બની આવે.

વિદ્યા ભણવાથી બીજા પણ ઘણા ફાયદા છે. કેળવાએલી સ્ત્રી વહેમી હોતી નથી, કેમકે વિદ્યા દેવીના *જંજીરા તેની પાસે એવા હોયછે કે તેને દેખીને વહેમ જીવ લઇને નાશી જાયછે. મોટા મોટા રાજાઓ ભૂત, પ્રેત તથા અને પ્રકારના વહેમ સાગરમાં ડબકાં મારયાંજ કરેછે, અને આ સ્ત્રીજાત, કે જેને લોકો અબળા કહેછે તે તેની શત્રુ બનેછે તેનું કારણ શું? વિચાર કરશો તો માલૂમ પડશે કે બીજું કાંઈજ નહિ, પણ સુવિદ્યાની કેળવણી છે. વળી ભણેલી સ્ત્રી હિંમતવાન પણ ઘણી હોયછે અને તેથી દુઃખની અંદર ગભરાઇ ન જતાં તથા હલકા અને નકામા વિચારો નહિ કરતાં ધીરજ ધારવાને શક્તિમાન્ થાયછે, અને વિદ્યાબળે કરી અનેક ઉપાયોથી તે દુઃખનું નિ-

---

* જબરા મંત્ર.

વારણ કરેછે. પણ વગર ભણેલી સ્ત્રી એવે પ્રસંગે અનેક જાતની બાધા આખાડીઓ રાખેછે અને બીજી વહેમી ક્રિયાઓ કરેછે; પરંતુ તેનો તે સઘળો શ્રમ, તથા તેમ કરવામાં રોકાએલો વખત નકામો જાયછે, અને ઓસડ કરવાની બરાબર કાળજી નહિ રહેવાથી વખતે નુકશાન પહોંચેછે. વળી તે ઘરેણાં લૂગડાંને માટે પતિને પુષ્કળ દમેછે અને દુખી તથા દેવાદાર કરેછે. પણ કેળવાએલી સ્ત્રી કોઈ દિવસ એ પ્રમાણે કરતી નથી. તે પોતાનું ઘર સમજેછે (મતલબ કે પોતાની શક્તિ ઉપર આધાર રાખેછે), તે સદાચરણ તથા સુનીતિનાં વસ્ત્રાલંકાર પહેરી પોતાના શરીરને શોભાવેછે, અને ઇશ્વરની પ્રસંનતા પામી હમેશને માટે સુખી થાયછે.

ભણેલી સ્ત્રી પોતાનાં બાળકોને સારી માવજતથી ઉછેરી સુનીતિમાન અને સુખી કરેછે. બાળકને સુધારવું કે બગાડવું એ માબાપના, તેમાં વિશેષેકરીને માના ઉપર આધાર રાખેછે. તે જરા બોલતાં અને સમજતાં શીખ્યું કે તેની આગળ નીતિની તથા 'વિનયયુક્ત નમ્રતાનાં વચન ભરેલી પ્યારી વાતો મા કરવા માંડે તો તે જોઇને બાળક પણ તે પ્રમાણે શીખે; કેમકે માને જેવું બોલતાં સાંભળે તેવું છોકરૂં શીખે એતો સ્વાભાવિકજ છે. જેમ ઇંગ્રેજ લોકનાં છોકરાં ઇંગ્રેજી, મુસલમાનનાં મુસલમાની, અને ગૂજરાતીનાં છોકરાં ગૂજરાતી વગેરે ભાષા બોલવા શીખેછે તેમ. હવે જે છોકરાં બાલ્યાવસ્થાથીજ નમ્રતાનાં મધુર વચનો સાંભળે અને જેમને કાને એક પણ ભૂંડો શબ્દ પડે નહિ, તે મોટપણે કેવું નીતિમાન્ અને લાવણ્યતાવાળું થાય, તેનો ખ્યાલ વાંચનારના મનમાં સહેજ આવશે. તે છોકરૂં તેની માના સત્સંગથી કેળવણી પણ સારી લઇ શકેછે. એમ ભણેલી સ્ત્રીની પ્રજા પણ સારી ઊઠેછે.

પણ વગર ભણેલી સ્ત્રી છોકરૂં જન્મે ત્યારથીજ તેની ખરાખર ખરદાસ કરવા તથા તેને સારી રીતે ઉછેરવા જોઇતું લક્ષ આપતી નથી, તેથી બાળક બિચારૂં અથડાતું કુટાતું ખોટીલાની પેઠે ઉછરેછે, તથા નઠારાં અને દુષ્ટ છોકરાંના સહવાસથી નઠારૂં નીવડેછે. વળી તેની મા જે અજ્ઞાન હોયછે તેના મોંમાંથી નીકળતાં દુષ્ટ વચનો તે બાળક સાંભળેછે અને પોતે પણ તેવું બોલતાં શીખેછે. આનું પરિણામ એ નીપજેછે કે મોટપણે તે દુરાચરણી થાયછે, તથા નઠારાં અને પાપિષ્ઠ કર્મ કરવાને આંચકો ખાતું નથી. એમ ભણેલી તથા અભણ સ્ત્રીઓનાં છોકરાં પણ સારાં તથા નઠારાં નીવડેછે.

વિદ્યા ભણવામાં ગમે તેટલી હરકતો પડે તો પણ તેથી કંટાળવું નહિ, તથા દુષ્ટ પુરૂષ અને સ્ત્રીઓ જે બગદોઈ કરે તે ઉપર લક્ષ ન આપતાં પોતાના અભ્યાસમાં મંડયાં રહેવું તો પછી જેઓ તમારી નિંદા કરતાં હતાં તેજ તમારી તારીફ કરીને કહેશે કે આહા! પેલી છોકરી કે સ્ત્રી કેવી સારી ભણેલી અને નીતિમાન્ છે!! ઉપરનું ખરેખરૂં છે એમ તમારે ખાત્રીથી સમજવું, અને જેને એવો પ્રસંગ પડયો હશે તે જાણતાં પણ હશે. સ્વાભાવિક નિયમ છે કે દુઃખ વગર સુખ પ્રાપ્ત થાય નહિ; માટે પ્રથમ શ્રમ વેઠીને સારો વિદ્યાભ્યાસ કરી તેના અમૃતપાનથી સુખી થવું, અને સદ્‌ગુણ સંપાદન કરવા.

વિદ્યા એ ગુપ્ત ભંડાર છે. ધન માલ વગેરે બીજું સર્વે કોઇપણ પ્રકારે જતું રહેશે, અગર કોઇ જોર જૂલમથી લઇ લેશે. પણ વિદ્યારૂપી ધનને તો ચોર ચોરી જવાના નથી, ઠગ ઠગવાના નથી, તથા ઘરેણાં લૂગડાંની પેઠે તે-

માં એનો વગેરે કોઈ ભાગ પડાવવાનું નથી. વળી પૈસો કોઇને આપીએ તો તે ગમે તેટલો હોય પણ ઝટ ખૂટી જાયછે, પણ વિદ્યા ધન તો જેમ જેમ આપતાં જઇએ તેમ તેમ વધેછે. માટે એવો અખૂટ ભંડાર દરેક નાની મોટી સ્ત્રીઓએ ભરવો, અને તેને વાપરતાં રહી તેમાં વધારો કરવો.

દુનિઆદારીનાં કામમાં ચાલતી ખરાબ રૂઢીઓ જેવી કે—બાળલગ્ન, ફટાણાં ગાવાં, કૂડાં કુળનો મોહ, કન્યાવિક્રય, તથા નાતવરા વગેરેમાં જેટલા સુધારા કરવાના છે, તે બધાનો ઘણોખરો આધાર સ્ત્રીઓ ઉપર છે, અને તે ધારે તો કરી પણ શકે; પણ જો તે કેળવાએલી હોય તોજ. માટે ઉપરની ટૂંકી સલાહથી વાકેફ થઈ દરેક સ્ત્રીએ વિવિદ્યાભ્યાસ કરવો, અને ભણેલી તથા અભણ સ્ત્રીઓનાં લક્ષણ તથા તેથી થતા નફા નુકસાન ઉપર ધ્યાન આપી સુધરવું, અને પોતાનાં બાળકોને સુધારવાં. પુરૂષોએ પણ આ બિનાથી પોતાની સ્ત્રીઓને વાકેફ કરી તેમને ભણવાની હોંશ ઉત્પંન કરાવી વિદ્યાભ્યાસ કરાવવો.

આ વિષય બંધ કરતી વખતે સરકારી કેળવણી ખાતાના ઉપરી અધિકારીઓને એક વિનંતિ કરવાની છે. તે એ કે કન્યાશાળાઓમાં અભ્યાસ કરનારી છોકરીઓને માટે નીતિ સદ્‌ગુણથી ભરપૂર તથા ઉપદેશકારક રસીક પુસ્તકો થવાં જોઈએ કે જેમાંની ઘણી મતલબ સ્ત્રીઓનેજ લાગુ પડે, તથા ઉપયોગી થાય. કેમકે હાલ જે સાત ચોપડીઓ સરકાર ચલાવે છે તેની ઘણી મતલબ છોકરાઓને મોટેછે. માટે કન્યાશાળાઓને માટે નવાં પુસ્તકો રચાવા સરકાર ધ્યાનમાં લેશે તો મોટા ઉપકારની વાત છે. એ પુસ્તકોમાં યોગ્ય ગાયન ભાગ પણ દાખલ કરાવવો કે જેથી ફટાણાં પણ બંધ થાય.

# સજાતિમાં બોધ.

મનુષ્ય દેહધર્યાનું સાર્થક જેમ ઇશ્વરભક્તિ કરી આત્માનો મોક્ષ કરવો એવું છે, તેમ વિદ્યા ભણ્યાનું સાર્થક પોતાનાં જાતિલાંને સુધારી સદાચરણી કરવાં એ છે. પુરૂષ એ પુરૂષનો જાતિલો અને સ્ત્રી એ સ્ત્રીઓની જાતિલી એટલે સજાતિય કહેવાય. માટે પુરૂષે પુરૂષને ઉપદેશ કરવો તથા સ્ત્રીએ સ્ત્રીને ઉપદેશ કરવા. સાધારણ રીતે જોતાં સ્ત્રી કરતાં પુરૂષ ઉપદેશનો મર્મ ઝટ સમજીને તે પ્રમાણે વર્ત્તેછે, પણ સ્ત્રીઓ તે પ્રમાણે બરાબર સમજી શકતી નથી. માટે તેઓને સદુપદેશ કરવો એ કામ સ્ત્રીઓનું છે. પુરૂષનો ઉપદેશ તેમને મનમાનતી રીતે અસર કરતો નથી પણ સ્ત્રીઓના ઉપદેશની અસર તેમને ઝટ થાયછે. એવો નિયમ છે કે જે જે કામ કરવું તેમાં પ્રથમ ઉપાડ કરનારે દોરાવું, અને પછી તે પ્રમાણે બીજાને દોરવાં, તો તે કામ જલદીથી પાર પડેછે. તેમ સ્ત્રીઓને પણ દુનિઆની અંદર તેમની શી શી ફરજો છે, તથા તે કેમ અમલમાં આણવી, વગેરે હરેક બાબત વિષે કોઇ સજાતિય (સ્ત્રી) તેમને બોધ કરે અને પછી તે પ્રમાણે પોતે ચાલી, પોતાનું કહેવું ખરૂં છે એમ દેખાડી આપે તો બીજી સાંભળનારી સ્ત્રીઓ તે પ્રમાણે ચાલવાને પોતાથી બનતા ઉપાય કામે લગાડયા સિવાય રહે નહિ. પણ કોઈ પુરૂષ બોધ કરી તે પ્રમાણે ચાલવાને તેમને કહે તો સાંભળનારી સ્ત્રીઓ તે પ્રમાણે બરાબર વર્તશે નહિ કેમકે તેનો બોધ તેમને "ભણ્યા પણ ગણ્યા નહિ" એવો થવાનો. મતલબ કે તેણે જે જે બાબતો વિષે વર્ત્તવાને કહ્યું તે પ્રમાણે ચાલી બતાવવું જોઇએ તે તેનાથી બની શકવાનું નહિ, માટે સ્ત્રીઓને સ્ત્રીઓનો બોધ જેવો લાભકારક અને ઉપયોગી છે, તેવો પુરૂષોનો નથી.

જેમ કોઇ પુરૂષ, સ્ત્રીઓને બોધ કરે કે તેમણે છો-

કરાંને સારી બરદાશથી ઉછેરવાં તથા નાનપણથી તેમના મનનું વલણ કોઇ પણ નઠારી બાબતો ઉપર ન જવા દેતાં વિદ્યા તરફ ખેંચાય તેમ કરવું. આ પ્રમાણે તે બોધ કરે તેનો અમલ જે સ્ત્રી બુદ્ધિમાન્ તથા ચતુર હોય તેજ કરી શકવાની; પરંતુ સાધારણ બુદ્ધિવાળી સ્ત્રીથી તેમ બની શકતું નથી. કેમકે તેવી સ્ત્રીઓ તો જ્યારે ઉપદેશ કરનારને ને તેના કહેવાની મતલબ પ્રમાણે ચાલતાં જુએ ત્યારેજ બરાબર સમજી શકેછે. અને તે પ્રમાણે ચાલી બતાવવું તે કામ પુરૂષનું નથી; કેમકે છોકરાં ઉછેરવાનું કામ તેનાથી થઇ શકે નહિ. પણ કોઈ સ્ત્રી તે પ્રમાણે બોધ કરે અને પ્રસંગ આવે તે પ્રમાણે વર્ત્તિ દેખાડે તો તેથી સઘળી સ્ત્રીઓને તે વિષે અસર થયા સિવાય રહે નહિ.

વળી લગ્નમાં ફટાણાં ન ગાવાં એ વિષે પણ પુરૂષનો બોધ થોડો ઉપયોગી છે. કેમકે જે કમઅકલવાન્ સ્ત્રીઓ હોય તેજ ફટાણાં ગાયછે, અને એવી સ્ત્રીઓને ઉપદેશની અસર જલદીથી તથા પૂરેપૂરી રીતે તેનો નિષેધ જોયા સિવાય થતી નથી. પુરૂષ તો બિચારો ઘણી સારી ઇબારતથી અને નમ્રતા ભરેલાં મધુર વચનોથી બોધ કરીને છાનો રહેવાનો, પણ પોતે ઉપદેશ કર્યો તે પ્રમાણે તેનાથી ચાલી બતાવી અપાશે નહિ અને એમ ન થયું એટલે અજ્ઞાન સ્ત્રીઓ પોતાને શિખામણ દેનારનું કહેવું હશી કાઢશે, અને પ્રસંગ મળેતો તેના દેખતાંજ પોતાનું કામ બજાવવા મંડી જશે. આ વખતે પેલો ઉપદેશક પુરૂષ નીચું જોઈ બેશી રહે અથવા તેવે ઠેકાણેથી ઊઠી ચાલતો થાય, એ સિવાય બીજું કાંઈ કરી શકવાનો નહિ. પણ જો પુરૂષને બદલે કોઈ સુવિચારની સ્ત્રી તેજ વિષે બોધ કરે અને

. અજ્ઞાન સ્ત્રીઓ તે પ્રમાણે ના ચાલે તો લાગ આવે ત્યારે મળતા વિચારની પોતાની કેટલીક સાહેલીઓને લેઈ કુસંગી અજ્ઞાનીની ટોળીમાંથી તરત જૂદી પડી સારાં રસિક તથા માંગલિક ગીતો ગાઇ સાંભળનારની તથા પેલી દુષ્ટ સ્ત્રીઓ કે જે તેના કહ્યા પ્રમાણે વર્ત્તે નહિ તેમનાં ચિત્ત આકર્ષણની માફક પોતાની ભણી ખેંચે. આ વખતે પેલી આડી સ્ત્રીઓ પોતાનું તાબુત ભાગી પડવાથી એટલે તેમના કરતાં તેમના વિરૂદ્ધ પક્ષની સ્ત્રીઓ તરફ સાંભળનારનું તથા પોતાનું પણ વધારે લક્ષ જાય તેથી ઘણી શરમાય, તથા ઉપદેશક સ્ત્રીએ કહ્યું હતું તે ખરૂં છે, અને તે પ્રમાણે વર્ત્તવું જોઇએ, એમ નક્કી માને. વળી સાંભળનાર તથા રસ્તે ચાલનાર સારા લોકો પણ ફટાણાં ગાનાર સ્ત્રીઓની નિંદા કરી સારાં ગીત ગાનારની તારીફ કરે, એથી પણ તેમને પોતાની હઠ મૂકી દેવાની જરૂર પડે. એવીજ રીતે સુવારોગની સાવચેતી, ઘરનાં કામ કાજ, પતિ પ્રત્યે પત્નીની ફરજ, તથા બીજાં વ્યાવહારિક દુનિઆદારીનાં કામમાં પણ સમજવું. તે સઘળા વિષયની અંદર તેમને પુરૂષ કરતાં પોતાની સજાતિય એટલે સ્ત્રીઓનો બોધ સારી રીતે અસરકારક તથા ઉપયોગી થવાનો અને તે વળી “ બળથી ન થાય તેટલું કળથી થાય” તેમ થોડા શ્રમે. માટે સ્ત્રીઓને સજાતિયના બોધની ઘણી જરૂર છે.

સુધરેલી અને ગુણવાન્ સ્ત્રીઓને ઘટારત છે કે તેમણે પોતાની જાતિ બેનો સુધરી સુવિચારની તથા સંસાર વ્યાવહારિક ફરજો બજાવવાને શક્તિમાન્ થાય, એ વિષે મંડળીઓ મેળવી સારાં સારાં ભાષણોથી બોધ કરી પોતાના સુવિચારનાં ફળો તેમને ચખાડવાં જોઈએ; એવી રીતે ત-

મારા જ્ઞાનનો લાભ તેઓને ન મળે તો તે નકામું તમારા હૃદયની અંદર બંધીખાને પડી સડી જવાનું એમ જાણવું. તમે તેમની જાતિ બેનો થઇ તેમને નહિ સુધારો તો પછી, બીજું કોણ તે કામ કરી શકવાનું છે? માટે તમારૂં જ્ઞાન કૃપણના ધનની પેઠે નકામું ભરી ના મૂકતાં, તથા તમે સુવિચારનાં કહેવાઓ તે રદ નહિ કરતાં તમારા જ્ઞાનનો લાભ તેમને આપી તેઓને સુનીતિમાન્ કરવી, એ મુખ્ય ધર્મ તમારે સમજવો જોઈએ. તમારે તો તેમને ઘેર બેઠાં ગંગા જેવું થવું અને તેમની મરજી મુજબ નહાઇ ધોઈ બાહ્યાભ્યાંતર શુદ્ધ કરવાને તમારા જ્ઞાનરૂપી ગંગાજળનો ઉપયોગ તેમને કરવા દેવો. વખતે કોઇ અજ્ઞાન સ્ત્રીઓ સારાં કામ કરવામાં તમને આડે આવે તો તેમના ઉપર ક્રોધ નહિ કરવો, પણ શાંતિ રાખવી; કેમકે પાછળથી તમે જોશો કે જે સ્ત્રીઓ તમારા વિરૂદ્ધની હતી તથા આડી ચાલતી હતી, તેજ સ્ત્રીઓ જેમ નદીની અંદર ગંદુ લૂગડું ધોવાઇ સાફ થાયછે, તેમ તમારા જ્ઞાનરૂપી ગંગાજળમાં નહાવાથી નિર્મળ થઇછે. આ રીતે થાય તોજ તમારા જ્ઞાનનો સારો ઉપયોગ થયો કહેવાય, અને ઇશ્વર પણ તમારાપર ખુશી થાય.

ભાષણ તથા સુબોધ કરવાને માટે અમુક જગા ઠરાવવી અને ત્યાં પ્રસંગે પ્રસંગે પોતાની જાતિ બેનોને એકઠી કરી સુનીતિના ધર્મ વિષે વ્યાખ્યાન કરવું. આમ થવાથી તમારી ઘણી બેનોના સમાગમનો લાભ તમને મળશે, તથા ધારેલી મતલબ પણ પાર પડશે. જમણવાર કરી તેમાં ભરાએલાં માણસો જોઇ રાજી થવું, તેના કરતાં આ ઘણે દરજ્જે ચઢીઆતું છે, એમ અનુભવવડે તમે જાણ્યા સિવાય રહેવાનાં નથી.



# પડોશી સાથે કજીઓ નહિ કરવા વિષે.

પડોશી સાથે કજીઓ થાય તો તેથી ઘણુંકરીને હમેશાં દિલગીર રહેવું પડેછે. આવા કજીઆ પુરૂષ કરતાં સ્ત્રીઓ ઘણા કરેછે, અને તે પણ સહેજ જુજ કારણોને માટે, તેથી તે વિષે અત્રે બે બોલ કહેવા જોઇએ.

કહેવત છે કે "પાંચ પડોશીને પણ સારૂં હજો". આમ કહેવાનું કારણ એજ કે પડોશીઓ સુખ દુઃખની વખતે તેમાં ભાગ લેનારાં છે. સગુ વહાલું હશે તે કદાપિ દૂર રહેતું હશે કે બનતું નહિ હોય, અને કંઇ દુઃખ અગર અડચણ આવી પડી તો તે વખતે મદદ કરવાને પડોશી સિવાય બીજું કોણ છે? ત્યારે ખરા વખતમાં જે સહાય કરનાર તથા હિંમત આપનાર તેની સાથે નજીવાં કરણો માટે લડીપડી કલેશ કરવો એ કેવળ ગેરવાજબી છે.

સ્ત્રીઓને પડોશી સાથે કજીઓ થવાનાં ઘણાં કારણો હોયછે, તેમાં છોકરાંની નજીવી તકરાર એ મુખ્ય છે. આપણે જોઈએછીએ કે બધા પડોશીઓનાં છોકરાં ફળીઆની અંદર એકઠાં રમેછે. તેમની કેટલીક રમતો એવી હોયછે કે તેમાં ચડસાચડસી એટલે હારજીતની હોડ હોયછે. હવે તેમાંથી જે હારે તેમને જીતેલાં છોકરાં ચીડવેછે તેથી અરસપરસ લડાઈ સળગેછે. પછી લડતાં લડતાં ઘેર જાયછે એટલે તેમની અણસમજુ માતાઓ વગર વિચારે તથા કારણ સમજ્યા વિના એકદમ સામસામી લડી કજીઆની આગ સળગાવેછે, કે જેથી તેમનું હૃદય નિરંતર બળ્યાં કરે. પણ ડાહી સ્ત્રીઓએ તેમ નહિ કરતાં એક બીજાને ધીરજથી સમજાવવાં જોઈએ. અને છોકરાંને પણ શીખામણ દેવી જોઇએ કે એવા કજીઆ થાય તેવી રમત ફરીથી

રમે નહિ. સહેજ વાતમાં પડોશી સાથે લડી કંકાસ કરનાર અડચણ તથા આપદાને હાથે કરીને વ્હોરી લેછે અને પોતાના જીવને બળાપામાં નાંખી સુખનો ઘટારો કરેછે.

જરૂર પ્રસંગે એક બીજાનાં આંગણાં વગેરે વાપરવાથી એકલસુરી તથા અનાડી પડોશણો લડી મરેછે. એકના આંગણામાંથી બીજીના આંગણામાં પાણીનો રેલો જાય તો કજીઆખોર પડોશણ ઘરમાંથી ધૂધવતી બહાર આવે અને સામટી દસ પંદર ગાળો દેઈ લડાઈ મચાવે. પણ એવે વખતે રેલો ચાલવાનું કારણ અને તે અવશ્યથી ચાલ્યોછે કે અમથો તે તપાસવું જોઇએ; અને જો અવશ્યથી ચાલ્યો હોય તો બેહેતર સમજવું, કેમકે પાણીનો માર્ગ હોય ત્યાંથી તે જાયજ. પણ કદાપિ જાણી જોઇને કાઢેલો હેય તોએ લઢવું નહિ, પણ ચોમાસુ એક દિવસ વધારે હતું એમ સમજવું. કેટલીક અદેખી સ્ત્રીઓ પડોશીને ઘેર વિવાહ ઉત્સવ હોય, અને વાજાં વગેરે વાગે તોપણ લડી મરેછે. એ. સિવાય બીજાં ઘણાં કારણોને લીધે પડોશી સાથે કજીઆ થાયછે, માટે સમજુ સ્ત્રીએ વાણીઆ મૂછ નીચી કરવી એટલે તરત તેનો છેડો આવશે. લડાઈ કરવાથી પોતાની હલકાઇ ખુલ્લી થાયછે, માટે નરમ અને પ્યાર ભરેલાં વચનોથી વાતચીત કરવી, અને હેતથી ચાલવું એટલે ગમેતેવી ટંટાખોર પડોશણ હશે તોપણ સુધર્યાવિના રહેવાની નથી. જેમકેઃ—

"એક હડકાયા કુતરાની પાસે થઇને બે છોકરાને જવું હતું. એક છોકરાએ પેલો કૂતરો કરડવા આવ્યો કે તરત પોતાની લાકડી તેને ચોઢી. આથી એ કૂતરો ઉલટો બમણો ગુસ્સે થયો, ને તે છોકરાની પાછળ પડી તેને બચકું ભર્યું હોત, પણ સહેજ બચી ગયો. પછી બીજા છોકરાને જેવો પેલો કૂતરો કરડવા આવ્યો તેવોજ એક રોટ-

લાનો કડકો તેને ફેંક્યો, એટલે કૂતરો તે કડકા તરફ દો-ડ્યો અને પેલો છોકરો સહીસલામત ચાલ્યો ગયો."

આજ પ્રમાણે ગમે તેવી કજીઆખોર પડોશણ હોય તોપણ તેની સાથે પ્યાર અને મહોબતથી ચાલીએ તો તે ઠેકાણે આવ્યા સિવાય રહે નહિ. તેના ગુસ્સા વખતે તેને નરમ અવાજથી જવાબ આપવો, એ વધારે સારૂં છે. તેવે વખતે પોતે નીચી થઇ જશે એમ નહિ ધારવું. એ વિષે કહેવતછે કે "મૂંડા માણસનું અદીઠ."

પાડોશી સાથે કજીઓ થવામાં વખતે બંનેનો વાંક હોયછે. એવે વખતે પૂર્ણ વિચાર કરી વર્તવું, અને ઇશ્વરથી ડરીને સંપથી રહી પોતાના કામકાજમાં લક્ષ પહોંચાડવું, કે તેથી અદેખાઇ થાય નહિ અને વખત પણ નકામો ન જાય.

## વખતનો ઉપયોગ કેવો કરવો?

વખત ઘણો અમૂલ્ય છે, અને ગયો વખત પાછો હાથ લાગતો નથી, માટે તેનો સારો ઉપયોગ કરી લેવો જોઈએ. માણસની જીંદગી કેટલી ટૂંકી અને અનિશ્ચિત છે, અને તેમાં કેટલાં કામ કરવાનાંછે, તેનો વિચાર કરીએ છીએ ત્યારે દિલગીરી ઉપજ્યા વિના રહેતી નથી. કારણ કે ટૂંકી જીંદગીમાંથી અર્ધોઅર્ધ ભાગ તો રાતમાં (ઊંઘ્યામાં) જાયછે; કેટલોક ભાગ બાળપણમાં તથા લાડપણમાં જાયછે; કેટલોક આળસમાં જાયછે; કેટલોક ખાધાપીધામાં, તથા મોજમજામાં જાયછે; અને બીજો કેટલોક આડોઅવળો નકામો જતાં ફક્ત કિંચિત ભાગ ઉપયોગમાં લેવાનો મળે છે; અને તે પણ ઘણી સાવચેતીથી તેનો સારો ઉપયોગ કરીએ તોજ, નહિતો સ્વપ્ન માફક જોતજોતામાં જીંદગી પૂરી થઈ દેહનો નાશ થાય છે. હવે, એટલો જે ટૂંકો વખત રહ્યો,

તેમાં કરવાનાં કામ એટલાંબધાં છે કે તે ગણુવા જઇએ તો રહેલો વખત કશા લેખામાં નથી. માટે એક ક્ષણુ પણુ નકામી ન ગુમાવતાં તેનો સારો ઉપયોગ કરવો.

એક ઇંગ્રેજી ચોપડીમાં વખતને ઘરડા, તાળ પડેલા અને કપાળમાં વાળના એક ગુચ્છાવાળા માણસના જેવો કલ્પેછે, તે ખરેખરૂં છે. કેમકે પૃથ્વી થઇ ત્યાર પહેલાંનો વખત છે, એટલે તેને ઘરડો કહેવો જોઇએ. અને જેમ માથે વાળ વગરનો માણસ, હાથમાંથી છટકી નાશી જાય તેમ તે ખૂબ ઉતાવળે ચાલ્યો જાય છે. પણુ સમજુ તથા ડાહ્યા માણસ તેનો ગુચ્છો પકડી, તેને રોકી રાખે છે, એટલે તેઓ વખતનો બરાબર ઉપયોગ કરેછે. પણુ જે માણસો આળસુ હોય, તેની પાસેથી તે ઝટ દોડી જાયછે. માટે કોઈએ એક ક્ષણુ પણુ નકામી ગુમાવવી નહિ. કેટલાંક માણસો ઘડી બે ઘડી વખતને લેખવતાં નથી, એટલે એટલો વખત ગયો તેમાં શું? એમ કહેછે. પણુ તેમણે વિચાર કરવો જોઈએ કે દરરોજ ઘડી બે ઘડી કરતાં જીંદગીમાંથી કેટલો વખત નકામો જાય? પરમેશ્વરે માણસને નકામાં બેશી રહી તથા દુષ્ટ કર્મ કરી વખત નકામો ગાળવાને સરજાવેલાં નથી, પણુ તેનો સારો ઉપયોગ કરી આત્માનું કલ્યાણુ કરવાને પેદા કરેલાંછે. માટે જેટલો વખત આપણે નકામો ગુમાવીશું તે તે નોંધી રાખશે, અને તેનો જવાબ આપણી પાસેથી લેશે. એક ઘડી કે દિવસ ગયો તેને બદલે બીજી ઘડી કે દિવસ આવશે, પરંતુ જે ગયાં તે ગયાંજ; તે પાછાં ફરીથી આવતાં નથી. તે વિષે કહેવત છે કે "ગઈ તક જોશીએ ન વાંચે."

દરેક દેશના અને દરેક જાતના લોકો વખતને ઉપયોગી ગણેછે તેનું કારણુ એજ કે, તેમાં સારાં સારાં કામ કરી જીંદગીનું સાર્થક કરવાનું છે. અને કિમતી ગણેછે તેનું

કારણ એ કે જીંદગી ઘણી ટૂંકી છે અને તેની અંદર કરવાનાં કામ ઘણાં છે. એટલે કોઈ ચીજનો ખપ ઘણો હોય અને તે થોડી મળે તો તેની કિંમત જેમ વધારે બેસે, તે પ્રમાણે છે. માટેં એવો જે ઉપયોગી અને કિંમતી વખત તેને નકામો ગાળવો નહિ, પણ પરોપકારનાં, નીતિનાં, સદાચરણનાં, સુધારાનાં અને ઇશ્વર સંબંધી જ્ઞાન મળે એવાં કામ કરવામાં ગાળવો જોઈએ.

જેને ઘરનું કામ કરવું પડતું નથી તેને ઘણો અને જેને કરવું પડેછે તેને થોડો વખત જે ફુરસદનો મળે તે, તેના પ્રમાણમાં જ્ઞાનમાં વધારો કરવામાં, નીતિનાં પુસ્તકો વાંચવામાં, છોકરાંઓને શિખામણ દેવામાં, તથા ઘરખટલા સંબંધી વિચાર અને વ્યવસ્થા કરવામાં ગાળવો. જીંદગીની ટૂંકી મુદતમાં પોતાની સંસાર વ્યાવહારિક જે ફરજો છે તે સારી રીતે બજાવી આબરૂ સંપાદન કરવી, કારણ કે સારો અથવા ખોટો વખત જતો રહેછે, પણ તે વખતમાં કરેલાં કામનો નાશ થતો નથી. દુનિઆમાં જન્મી કીર્ત્તિ સંપાદન કરવી એ જીંદગીનું સાર્થક છે, અને સદાચરણથી નીતિએ ચાલ્યા સિવાય કીર્ત્તિ મળે નહિ. માટે ટૂંકામાં એટલુંજ કહેવાનું કે ટૂંકી જીંદગીનો અમૂલ્ય વખત નકામો ગુમાવવો નહિ, અને પોતાના ઘરનું કામકાજ બરાબર રીતે નિયમિત કરવું.



## ઘરનું કામ ઊચકી લેવું.

આપણા પ્રાંતની ઘણીખરી સ્ત્રીઓ પોતાના ઘરનો બોજો ઊચકી લેવાને શક્તિમાન્ હોતી નથી, એ વાત ખરેખરી ખેદકારક છે. દૈવયોગે જ્યારે તેઓ વિધવા થાયછે અથવા ગરીબ અવસ્થામાં આવી પડેછે, અગર જ્યારે તેઓ દુઃખ અને આપત્તિથી પિડાયછે, ત્યારે સગાંવહાલાં વગેરે

મદદ કરનાર ન હોય તો તેમની હાલત ઘણી દયા આણવા જોગ થઇ પડેછે. માટે સ્ત્રીઓ જો નાનપણથી ઘરનું કામ ચલાવવા તથા ઘરનો બોજો ઊચકી લેવાના ઉપાયો શીખી હોય તો પડતી હાલતમાં અથવા હરકોઇ દુઃખની વખતમાં તેમને એકદમ દબાઇ જવું પડે નહિ, કે કોઇની તાબેદારી ભોગવવી ન પડે.

દરેક સ્ત્રીએ કોઇપણ ઉપયોગી કામ કે ઉદ્યમ શીખવો જોઈએ, કે જેથી ગરીબાઇના વખતમાં પોતાના ઘરનો બોજો ઊચકી લેઈ ગુજરાન ચલાવવા શક્તિમાન્ થવાય. માટે નાનપણથીજ પોતાના કુટુમ્બની ફિકર તથા સંભાળ રાખવાને અને સુખ વધે એવા ઉપાય કરવાને હોંશ રાખવી જોઈએ. છોકરીઓને પોતાની માતાઓને ખુશીથી અને ઝડપથી મદદ કરવાની ટેવ પાડવી, તથા ઘરના ખરચખૂટણની માહીતગારી અને હિસાબ રાખતાં શીખવવું. જે છોકરી ઘરમાં આળસુ બેસીને નકામાં લૂગડાં ફાડે છે તથા પારકાની નિંદા કરેછે, તે પોતાના ઘરનો બોજો ઊચકી લેવાને શક્તિમાન્ થતી નથી. પછી જ્યારે સાસરે જાય ત્યારે ઘરનું કામ નહિ આવડવાથી સાસુ લડે અને કજીઓ કરે તેમાં શી નવાઇ? કેમકે પીયરમાં ખાઇ પીને ફરતી ફરી બાલ્યાવસ્થા નકામી ગુમાવે અને કશું કામ કે ધંધો શીખે નહિ, તો પાછળથી હરકત પડેજ. માબાપને ઘેર છોકરી ગમે તેવી લાડકવાઇ હોય પણ સાસરે તેને કામ કરયા વગર ચાલતુ નથી. કહેવત છે કે "આપ ઘેર દીકરી ને પરઘેર વહુ." માટે દરેક વર્ગની અને નાની મોટી સર્વે છોકરીઓએ વિદ્યાભ્યાસની સાથે કામ પણ શીખવું જોઈએ. તેમની માતાઓને પણ ઘટારત છે કે તેમણે પોતાની છોકરીઓને ઘરખટલાનાં સઘળાં કામકાજથી માહીત કરવી, અને ગરીબા-

ઇના વખતમાં તેમનું ગુજરાન ચાલી શકે એવો કાંઇપણ ઉદ્યમ શીખવવો. કારણકે કોઇપણ માણસ જાણતું નથી કે કાલે મારી શી અવસ્થા થશે. આજ શ્રીમંત હોય અને કાલે દુર્બળ અવસ્થા આવશે એ વાતની કોઇને ખબર નથી. ઘણાં કુટુંબો એકાએક ગરીબ હાલતમાં આવી પડયાં છે. એવે વખતે સ્ત્રીઓ કાંઇપણ ઉદ્યમ કરવાને અશક્ત હોયતો તેમની હાલત ઘણી દયા ઉપજાવનારી થઇ પડેછે. પણ તેઓ જો કંઇ પણ ઉપયોગી મેહેનતનું કામ શીખેલી હોય તો હિંમતથી પોતાનો વ્યવહાર સાચવેછે. માટે ઘરનું કામ ઊચકી લેતાં શીખવું અને ઘરનો કારભાર બરોબર ચલાવવો.



## ઘરનો કારભાર.

પૈસો પેદા કરી લાવવો એ પુરૂષનું કામ છે. પણ તેને બરાબર વ્યવસ્થાથી વાપરવાનું કામ સ્ત્રીનું છે. દરેક સમજુ સ્ત્રીએ પોતાના ઘરની પેદાશ તથા ખરચનો હિસાબ રાખવો જોઇએ. હાલમાં એ કામનો બોજો પુરૂષો ઉપર રહેલોછે, પણ તેમને પોતાના ધંધા રોજગાર ઉપર ઘણું ધ્યાન આપવાનું છે, તેથી સ્ત્રીઓએ તે કામ ઊચકી લેવું જોઇએ. ઘરખરચનો હિસાબ રાખવો એ સ્ત્રીનું મુખ્ય કામ છે. માટે જે સ્ત્રીઓને હિસાબ રાખતાં ન આવડતું હોય તેમણે શીખવું; અને જ્યાંસૂધી તેઓ એ કામ શીખે નહિ ત્યાંસૂધી ઘરનો વહિવટ કરવાને નાલાયક ગણાવી જોઇએ.

જે સ્ત્રી પોતાનું ઘર સારી રીતે ચલાવવા ઇચ્છતી હોય તેણે દરેક વસ્તુ રોકડા પૈસા આપીને લેવી, ઉધારે લેવી નહિ. આમ કરવામાં બે ફાયદા છે; એકતો રોકડું નાણું આપવાથી ચીજ સસ્તી મળેછે, અને બીજું, તે ગમે

તેની પાસેથી ખરીદ કરી શકાયછે. ઉધાર આણવાની ટેવ રાખવાથી નામાના ચોપડા લેઈ વેપારીઓ ઉઘરાણી કરવા આવેછે, અને તેમનું લેણું ચૂકવી આપવાને ઘણું મુશ્કેલ પડેછે, તેથી તેમના દબાયા રહી આગળ પણ તેમનીજ પાસેથી મોંઘે ભાવે અને સારી નરતી જેવી આપે તેવી ચીજો ખરીદ કરવી પડેછે.

ગૃહસ્થની સ્ત્રીએ પોતાના ચાકર સાથે મર્યાદાથી અને પ્યારથી ચાલવું, તથા તેઓને નુકસાન પહોંચે એવો હુકમ કરવો નહિ, પણ પોતાના સંતાનના જેવી પ્રિતિ તેના ઉપર રાખવી.

આ સિવાય ઘરનાં બધાં માણસો સાથે તથા પાડોશીઓ સાથે સંપીને ચાલવું, અને ઘરની અંદર કોઇપણ જાતનું નુકસાન થાય નહિ એવી વ્યવસ્થા રાખવી, એ સ્ત્રીઓનો ધર્મ છે.



## ઘરનો સામાન.

ઘરસંસાર ચલાવવા માટે ઘણા સામાનની જરૂર પડેછે; તેમાં કેટલોક સામાન થોડા ઉપયોગનો તથા ફક્ત શોભા સારૂ હોયછે અને કેટલોક અવશ્યનો હોયછે એટલે તે સૌને ખરીદ કરવાની જરૂર પડેછે. શોભાનો તથા થોડો ઉપયોગી સામાન કે જેનું કામ વખતે બીજાથી થઈ શકે એવું હોય, તેવો ગરીબ લોકોએ ખરીદ કરવાની જરૂર નથી. માટે સાધારણ વર્ગની સ્ત્રીઓએ તો ફક્ત પોતાના ઘરમાં જરૂર જેટલોજ સામાન ખરીદ કરવો, વધારે લેવોનહિ.

ઘરમાં વાપરવાને માટે જે સામાન લેવો તે દેખાવ ઉપર ભૂલાવો ખાઇને તકલાદી લેવો નહિ, પરન્તુ વધારે પૈસા આપીને પણ મજબૂત અને ટકાઉ લેવો કે વારે વારે

તેવો સામાન ખરીદ કરી પૈસા ખરચવાની જરૂર રહે નહિ. ઘણા પૈસા ખરચવાનું પોતાથી બની શકે એવું નહોય તો થોડો સામાન લેવો, પણ ટૂંકી મુદ્દતમાં તૂટી ન જાય એવો લેવો જોઈએ. હાલમાં આપણા દેશમાં પરદેશી માલ ઘણુંકરીને સઘળી જાતનો અને ઘણો આવેછે. તેમાં કેટલોક તો એવો હોયછે કે ઉપરથી ભભકાદાર દેખાય પરંતુ બે દિવસ વાપર્યો કે પૈસા પાણીમાં. એ વિષે આપણામાં કહેવત ચાલેછે કે "ચીન ને પૈસા લીયા છીન." માટે એવો સામાન ખરીદતાં પેહેલાં ખૂબ વિચાર કરવો. પહેરવાને માટે લૂગડાં લેવાં તેમાં એ બાબતનો ખૂબ વિચાર કરવાનો છે. જે લૂગડાં વધારે દિવસ ટકે એવાં હોય તથા પહેરવામાં પણ સારાં પડે એવાં લેવાં.

લૂગડાં સિવાય બીજો જે જે સામાન જોઈએ તે પણ પોતાની શક્તિ મુજબ અને ટકાઉ લેવો. વળી કંઇ પણ સામાન ખરીદ કરવાની અગાઉ તેને પોતાના ઘરમાં મૂકવાનો વગ વિચારવો જોઈએ. નાની સરખી ઓરડી રહેવાની હોય અને મોટા કદનો તથા ઘણો સામાન ખરીદ કરીએ તો તે પૈસા ખરચીને અડચણ વહોરી લીધી એમ કહેવાય. હાલમાં ઘણાં ઘરમાં મોટા કદનો ઘણો સામાન શોભાને માટે ગોઠવી મૂકેલો હોયછે, પણ વિચાર કરતાં તે ખોટી મોટાઈના ડોળ સિવાય બીજું કાંઇજ નથી.

દાણોદૂણી ભરવાને સારૂ કોઠીઓ વગેરે જે જોઇએ તે સારાં પાકાં લેવાં જોઇએ. તેમજ રાંધવાનાં વાસણો પણ જેમ બને તેમ માટીના કરતાં તાંબા પીતળનાં અને મજબૂત,જોઇ લેવાં કે વારે ઘડીએ ભાગફોડ કરવાની જરૂર રહે નહિ. ગોદડાં અને બીછાનાં પણ મજબૂત અને ટકાઉ લૂગડાનાં કરાવવાં. ટૂંકામાં એટલુંજ કહેવાનું કે ઘરખટલાને માટે તથા પોતાને અને પોતનાં છોકરાં વગેરેને મા-

:

૯

સા

જ                                                                                ી

ખરા                                                                          ઉપરાંત

ઘરેણાં                                                                     રૂપિઆ

કાઢવા પડે                                                        વી તાણવું પડે-

છે, અને ઘણે                    કરાને કરાવેલાં ઘરેણાં વગેરે લેણદાર લેઇ જાય છે. વળી કેટલીક સ્ત્રીઓ પોતાનાં છોકરાંને ઘણાં ઘરેણાં પહેરાવેછે. પણ એથી છોકરાં મોતના પંજામાં ફસાયછે તેનો વિચાર કરતી નથી. ઘરેણાં ચોરવા માટે ઘણી વાર ચોર તેમને મારી નાંખેછે તેથી એકના એક છોકરાવાળાં માબાપ વાંઝીઆં થઈ બેસેછે. આવા દાખલા ઘણી વાર બનેછે. માટે ઘરેણાં પહેરવા તથા પહેરાવવાનો ખોટો શોખ જેમ બને તેમ ઓછો કરવો અને

તેનો તથા બીજો ખરચ પોતાની શક્તિ પ્રમાણે રાખી તંદુરસ્તી ઉપર વિશેષ ધ્યાન આપવું.



## શરીરસંરક્ષણ.

શરીરનું સંરક્ષણ કરવું એટલે તેને જાળવવું એ મનુષ્ય માત્રનો પ્રથમ ધર્મ છે. આ જગત્‌ની અંદર જેટલાં કામ કરવાનાં છે તેટલાં શરીર સારૂં હોય તોજ થાયછે. માટે શરીરને બળવાન, નિરોગી તથા ચોખ્ખું રાખવું જોઈએ. શરીરને આરોગ્ય રાખવાને ચાર મુખ્ય સાધનો છે. ૧. સુઘડતાઈ, ૨. સારી હવા, ૩. ગુણકારી ખોરાક, અને ૪. શ્રમ (એટલે પોતાની શક્તિ મુજબ કસરત). એ ચાર સાધનો વડે કરીને શરીર આરોગ્ય તથા બળવાણું રહેછે.

શરીરને સાફ એટલે નિર્મળ રાખવું તેનું નામ સુઘડતાઈ છે. માણસ માત્રના શરીરમાંથી રાત દહાડો થોડો ઘણો પરસેવો નીકળ્યાં કરેછે. એ પરસેવો નીકળવાનું કારણ એવું છે કે શરીરની અંદર લોહીમાં જે મેલનો ભાગ રહેલો છે તે એવી રીતે પાણીરૂપે ચામડીનાં છિદ્રોમાંથી બહાર નીકળેછે અને તેથી લોહી ચોખ્ખું થાયછે. પછી એ મેલ ચામડી ઉપર આવીને ઠરેછે અને છિદ્રો પૂરાઈ જાયછે. એ છિદ્રો જો એમનાં એમ પૂરાએલાં રહે તો લોહીમાંથી મેલ બહાર નીકળી શકે નહિ, તેથી લોહીમાં બિગાડ થઇ ખસ, તાવ અને બીજા કેટલીક જાતના રોગ ઉત્પન્ન થાયછે. માટે ખૂબ ચોળી મસળીને † નહાવું અને નહાયા

† સ્ત્રીઓએ નવસ્ત્રાં નહાવાના ચાલને લીધે ઉતાવળથી શરીર બરાબર ચોળી શકાતું નથી, માટે તે ભૂંડો રિવાજ ફેરવવાની ઘણી જરૂર છે.

પછી જાડા કરકરા લૂગડાથી ખૂબ જોર દેઇને શરીર લો-હોવું કે જેથી ચામડી ઉપરનાં છિદ્રો બરાબર ખુલ્લાં થાય, અને સુખે લોહીમાંનો મેલ નીકળ્યા કરી તન્દુરસ્તી બરાબર રહે. વળી પેહેરવાનાં લૂગડાં પણ સાફ રાખવાં, કેમ-કે જો તે સાફ ન હોય તો તેમાંનો મેલ ચામડીએ બાઝી છિદ્રો પૂરાઇ જાયછે અને તેથી પણ રોગ ઉત્પન્ન થાયછે.

હવા વિના કોઇ પણ માણસ જીવી શકતું નથી. ઓ-ક્સિજન, નાઇટ્રોજન, અને કારબન, એ ત્રણ તત્વો મળીને સાધારણ હવા થએલી છે; તેમાંથી ઓક્સિજન મનુષ્ય માત્રને ગુણકારી તથા અવશ્યનું છે. આપણે જ્યારે શ્વાસ લેઇએ છીએ ત્યારે એ ત્રણે આપણા મોંમાં થઇને ફેફ-સાની અંદર જાયછે, ત્યાંથી ઓક્સિજન જૂદું પડેછે અને શરીરમાં ફરતાં નબળું અને કાળું લોહી ફેફસામાં આવ્યું હોય તેની સાથે મળી જાયછે, એથી લોહી પાછું તાજું અને લાલચોળ થાયછે. માટે આપણે જ્યારે જ્યારે શ્વાસ લેઇએ છીએ ત્યારે ઓક્સિજનની ઘણી જરૂર છે; તેથી ફકત એકલી હવા લેવી એટલુંજ બસ નથી, પણ જેમાં પુષ્કળ ઓક્સિજન હોય એવી હવા લેવી જોઇએ. જે હ-વામાં ઓક્સિજન વધારે હોય તે હવા ચોખ્ખી કહેવાયછે ને જે હવામાં કારબન વધારે હોય તે હવા નઠારી કહેવાય-છે. ઓક્સિજન જેવું લાભકારક છે તેવુંજ કારબન નુકસા-નકારી છે. જે હવામાં ફકત કારબન હોય તેનો શ્વાસ લી-ધાથી માણસ મરણ પામેછે. શ્વાસ લેતી વખત ઓક્સિ-સજન લોહી સાથે મળી જાયછે અને કારબન બહાર ની-કળી જાયછે, માટે જે જગામાં ઘણાં માણસ રહેતાં હોય તે જગાનું ઓક્સિજન વેહેલું ખપી જાયછે અને કારબન વધી પડેછે, તેથી ત્યાંની હવા નુકસાનકારી થાયછે. વાસ્તે જે જગાએ ઘણાં માણસોનો મેળો અથવા જાત્રા ભરાતી

હોય ત્યાં તેવે વખતે જવું નહિ, કારણ કે ત્યાં કાર-બનનો ઘણો ફેલાવો થવાથી મરકી ચાલેછે. ગામ બહારની હવા ચોખ્ખી અને ગુણકારી ગણાયછે તેનું કારણ એજ છે કે ત્યાંનું ઓકિસજન ખપી જતું નથી. વળી ઝાડ હોવાને લીધે પણ હવા સુધરેછે. દિવસે જ્યારે પ્રાણીઓ ઓકિસજનનો શ્વાસ લેછે ત્યારે વનસ્પતિ કારબનનો શ્વાસ લેછે અને ઓકિસજન બહાર કાઢેછે, તેથી તે જગામાં ઓકિસજન વધારે હોયછે, અનેમાણુસની તબીઅતને તે બહુ ફાયદો કરેછે.

**ગુણકારી ખોરાક** એટલે જે ખોરાક ખાધાથી ફાયદો થાય તેવો. ખાવાપીવામાં આ ત્રણ વાતનો વિચાર કરવો જોઇએ. ૧. શું ખાવું ? ૨. કેટલું ખાવું ? અને ૩. ક્યારે ખાવું ?

શું ખાવું એ બાબતમાં એટલું જોવાનું છે કે જે ખાધાથી આપણા શરીરમાં લોહી ને માંસ વધે તેને પુષ્ટિ-કારક ખોરાક કહેછે. ઘઊં, બાજરી, જુવાર અને કેટલીક જાતનાં કઠોળ તથા ઘણાંક કંદમૂળ અને ફલ પણ પુષ્ટિકારક છે. વળી દૂધ, માંખણ, ઘી, મધ, વગેરે જાનવરી પેદાશો પણ પુષ્ટિકારક છે. કેટલાંક બૈરાંને ટાઢું ખાવાની બહુ ટેવ હોય છે, પણ તે નુકસાનકારી છે. ટાઢું ખાધાથી જઠરાગ્નિ નરમ પડેછે અને ખાધેલું બરાબર પચી શકતું નથી તેથી અપચો થઇ વિકાર થાયછે.

આપણને પચે એટલું ખાવું જોઇએ, તે ઉપરાંત કોઇ દિવસ ખાવું નહિ. કેટલીક બચુચક સ્ત્રીઓતો જમણવારને દિવસે નાતમાં અગર બીજું કંઈ સારૂં દેખે તો, પેટ ફાટતાં સુધી ખાયછે. ઘેર તો એક પૈસાભાર પણ ઘી ખાતી ન હોય પણ જમવા જાય ત્યાં અદશેર શેર ઘી ઉડાવેછે અને સ-મજે છે કે એ પચીને વધારે બળ આવશે. પણ તેમનું તેવું સમજવું અયોગ્ય છે. જે જઠર દરરોજ એક પૈસાભાર

ઘી પચાવી શકેછે તે જઠર શેર ઘી શી રીતે પચાવશે તેનો વિચાર કરી નિયમથી વધારે કદિ પણ ખાવું નહિ.

હમેશાં નિયમિત વખતે ખાવું જોઇએ. રોજના ખાવાના વખતથી વહેલું ખાધામાં આવે તો અપચો થાય અને મોડું ખવાય તો ભૂખ મરી જવાથી વાયુનો રોગ ઉત્પન્ન થાય. માટે દરરોજ મુકરર વખતે ખાવું, મોડુ વહેલું ખાવું નહિ. ખાધા પછી ત્રણથી પાંચ કલાકે પચે છે માટે તેટલા વખતની પેહેલાંતો કોઇ દિવસ ખાવું નહિ.

શ્રમ (કસરત). માણસના શરીરનું બંધારણ અવું છે કે તે મેહેનત કરે નહિ તો ખાધેલો ખોરાક પચી શકે નહિ; અને પચી શકે નહિ તો શરીરમાં લોહી ઉત્પન્ન થાય નહિ; અને લોહી થાય નહિ તો માણસ નબળું થઈ મરી જાય. માટે સઘળાં મનુષ્યને મેહેનતની ઘણી જરૂર છે. જે સ્ત્રીઓનો ધંધો એવો છે કે તેમને શરીરની મેહેનત કરવી પડતી નથી તેમણે જાણી જોઇને મેહેનત કરવી જોઇએ. એ રીતે જે મેહેનત કરવી તેનું નામ કસરત છે. કસરત નહિ કર્યાથી શરીર નબળું તથા સુસ્ત થઇ જાયછે અને હોંશ કે ઉમંગ રહેતાં નથી; પણ કસરત કર્યાથી શરીર અને મન બંને ચપળ થાયછે. ઘણી સ્ત્રીઓને ઘરનું કામકાજ કરવું પડેછે તેથી તેમને મેહેનત થાયછે, પણ કામ નહિ કરનારને તો કસરતની ઘણી જરૂર છે. કામ કાજ કરનારી સ્ત્રીઓને પણ બીજી થઇ શકે એવી કસરત કર્યાથી ફાયદો છે.

કેટલીક જાતના ઊડતા ચેપી રોગ તંદુરસ્તીમાં બિગાડ કરેછે. તેમાં કોલેરા જે ઘણો દુષ્ટ રોગ છે, અને જેથી હજારો માણસના જીવની ખુવારી વરસો વરસ થાયછે, તેથી ઘણાં ચેતતાં રહેવું, અને તે રોગ પોતાપર હુમલો કરી શકે નહિ તેવી સ્વચ્છતા તથા પરહેજી રાખવી. કેમકે થયા પછી તે રોગ ભાગ્યેજ મટેછે, અને મટેછે તોપણ

શરીર ઘણું નબળું થઇ જાયછે. બીજા બધા રોગને માટે નક્કી કરેલાં ઔષધ છે, પણ એ રોગને માટે કંઇ પણ નિશ્ચિત ઔષધ માલૂમ પડતું નથી. તોપણ "કોલેરા મિકસચર" નામની દવા થાયછે તે તથા તેને લગતી ગોળીઓ બનાવેલી હોયછે તે તેની દવામાં વપરાયછે. આ દવા મોટા શેહેરમાં પોલિસની ચોકીઓપરથી અને ગામડાંમાં મુખી અથવા પોલીસ પટેલની પાસેથી સર્વે લોકોને મફત મળેછે. માટે કોઈને એવો રોગ થાયતો ઝટ તે દવાનો ઉપયોગ કરવો. આ સિવાય બીજી ઘણી જાતની દવાઓ એ રોગને માટે નીકળેલી છે; તેમાંથી જે મળી શકે તે તાબડતોબ મેળવી ખાવી, તે સાથે સારા કાબેલ દાકતરની સલાહ પણ મળી શકે ત્યાંસૂધી લેવાને ચૂકવું નહિ.

બાળલગ્નથી પણ શરીર નબળું તથા નિર્ધાત થઇ જાયછે, અને જે વખત ખરેખરી ભરજુવાનીનો, તથા જેમાં સ્ત્રી પુરૂષે ખરેખરૂં સુખ ભોગવવાનું, તે વખતમાં તેઓ ડોસા ડોસી જેવાં બની જાયછે. માટે ઢીંગલા ઢીંગલી જેવાં છોકરાં પરણાવી લહાવો લેવાનો વિચાર નહિ કરતાં આરોગ્યતાના સંરક્ષણને માટે એ પલીત ચાલ બંધ કરવો જોઇએ. એ ચાલથી થતા બીજા અનેક ગેરફાયદા વિષે આગળ જૂદોજ વિષય છે તે વાંચવો.

અયોગ્ય ચિંતા કરવી એ પણ આરોગ્યતાને નુકસાનકરતા છે. એ વિષે લોકો કહેછે કે, "ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન; ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન." માટે ઘણી ચિંતા નહિ કરતાં અનીતિને ઉત્તેજન ન મળે એવી થોડી ગમત કરવી જોઇએ.

હદપાર મેહેનત કરવી એથી પણ શરીર ખરાબ થાયછે; માટે લોભથી અથવા બીજા કોઇપણ કારણને લીધે

ગજા ઉપરાંત મહેનત કરી શરીર ખરાબ કરવું નહિ.

રોવા કૂટવાથી પણ ઘણી જાતના રોગ થાયછે, માટે એ ચાલથી પણ દૂર રહેવાની સર્વ સ્ત્રીઓને ઘણી જરૂર છે.

આ સિવાય સ્ત્રીઓની આરોગ્યતામાં હરકત પહોચાડનારાં બીજાં ઘણાં કારણો છે. જેવાં કે—અનિયમિત રૂતુ પ્રાપ્તિ, અને ગર્ભ રહે ત્યારથી તે બાળકનો પ્રસવ થાય ત્યાંસૂધીનો વખત ઘણો ભય ભરેલો છે. માટે તેવી અવસ્થામાં કેવી રીતે વર્તવું, તથા ખોરાક કેવો લેવો, તે વિષે માહીતગાર અને સમજુ સ્ત્રીઓને પૂછીને તથા ડાહ્યા વૈદ્યો અને કેળવાયલા દાક્તરોની સલાહ લેઇને તે પ્રમાણે ચાલવું.

ગર્ભવાળી સ્ત્રી જ્યારે નહાઇ ધોઇને ઉઠે ત્યારે નવે અવતાર આવી એમ કહેવાયછે, અને તે ખરૂં છે; કેમકે તે વખત ઘણો ભય ભરેલો છે. તેવી સ્ત્રીએ સવારમાં વહેલું ઊઠવું, તથા સાંજે સૂવું પણ વહેલું. વળી સૂવાના ઓરડામાં તાજી હવા આવવા દેવી જોઇએ કેમકે તેવી સ્ત્રીએ હવા ફેરફાર કરવાની ઘણી જરૂર છે. કેટલીક સ્ત્રીઓને મુવેલાં તથા નાના કદનાં છોકરાં અવતરેછે તેનું કારણ હવાની ફેરબદલી નહિ એ છે. માટે દરેક ગર્ભવાળી સ્ત્રીએ પોતાના ઘરનાં કામ કાજમાં અડચણ નહિ પહોંચાડતાં રોજ તાજી હવામાં ચાલવાની કસરત કરવી જોઈએ. કેમકે ચાલવું એ મોટામાં મોટી કસરત છે. જે સ્ત્રી ઘણી નાજુક છે, તેને એકદમ તેવી કસરત લેવાનું બની શકે નહિ માટે તેણે પ્રથમ થોડું થોડું ચાલવું, અને જેમ જેમ ટેવ પડે તેમ તેમ ચાલવાનું વધારતા જવું, પણ પોતાથી એ નહિ બને એવું ધારી છોડી દેવું નહિ.

ગર્ભવાળી સ્ત્રીને તરેહવાર ચીજો ખાવાનું મન થાયછે.

તે વિષે વહેમી સ્ત્રીઓ એવા વિચાર કરેછે કે જો તે ચીજો તેને ન આપીએ તો ગર્ભમાં રહેલા બાળકના ઉપર તેના જેવા આકાર પડેછે। પણ એ વિચાર કેવળ વહેમો, ખોટો, તથા સ્ત્રીના શરીરને નુકસાનકરતા છે. કેટલીક સ્ત્રીઓને નળીઆંના કડકા, માટી વગેરે ખાવાની ટેવ હોયછે, તે ટેવ આવે પ્રસંગે ઘણું નુકસાન કરેછે. માટે ગર્ભવાળી સ્ત્રીએ ખાવા પીવાની ઘણી સાવચેતી રાખવી; નહિતો સુવારોગ જેવાં ભયંકર દરદો ઉત્પંન થાયછે.

માણસોની ઘણી ભીડ થતી હોય તેવે ઠેકાણે ગર્ભવાળી સ્ત્રીએ જવું નહિ, કેમકે ધકાધકીમાં ગર્ભ ઉપર વાગે તો ઘણું કષ્ટ ભોગવવું પડેછે. વળી તેણે લૂગડાં પણ ખૂલતાં પહેરવાં. તંગ લૂગડાં પહેર્યાથી તેને તથા ગર્ભને બંનેને હરકત થાયછે. આ સિવાય બીજી ઘણી રીતે ગર્ભવાળી સ્ત્રીએ સાવચેતી રાખી વર્ત્તવાનુંછે તે ઉપર, તથા શરીરસંરક્ષણની ઉપર કહેલી બીજી વિધિ ઉપર બરાબર ધ્યાન આપી તન્દુરસ્તી જાળવવી જોઇએ. કેમકે દુનિઆદારીનાં સઘળાં કામનો ઘણો આધાર આરોગ્ય શરીર ઉપર રહેલા છે. છોકરાંની તન્દુરસ્તી જાળવવી એ પણ સ્ત્રીઓનું અવસ્યનું કામ છે. આ વિષે આગળ ઇલાયદા વિષયમાં વિવેચન કરેલું છે.



## વસ્ત્રની ચોખ્ખાઇ.

લૂગડાં જાડાં હોય કે ઝીણાં પણ તે ધોએલાં ને સાફ રાખવાં. મેલાં લૂગડાં પહેરવાથી ખસ વગેરે રોગ થાયછે. વળી ઘણા દિવસ સુધી ન ધોવાએલું લૂગડું મેલ ખાઈ કધોવણ પડવાથી કોહી જાયછે અને તેથી નુકસાન ખમવું પડેછે. આળસથી અથવા બેપરવાઇથી મેલાં લૂગડાં પહેરવાં

એ ગંદી સ્ત્રીનાં લક્ષણ છે.

ચણીઓ, ચોળી, ને ચીર, એટલે ઘાઘરો, કાપડું, અને સાલ્લો એ ત્રણ લૂગડાં સ્ત્રીઓને અવસ્યે પહેરવાં પડેછે, તે દરરોજ અથવા એકાંતરે ધોવાં જોઇએ. પરંતુ જે લૂગડાં ઋતુ પ્રમાણે પહેરવા ઓઢવા તથા વાપરવામાં આવેછે તે, એટલે શિયાળામાં ડગલી તથા સાલ, ઉનાળામાં ઝીણાં કપડાં, તથા ચોમાસામાં શરદી શરીરની અંદર પેશી શકે નહિ એવાં, તથા વાર તહેવાર અને પરવના દિવસે પહેરવાનાં, એ લૂગડાં દરેકની મોસમ પૂરી થએ ધોઈને સાફ કરી બાંધી મૂકવાં. એવાં લૂગડાંમાંનાં ઘણાંખરાં ઉનનાં, રેશમનાં, તથા વખતે કસબી હોયછે, તેથી તે બીજાં લૂગડાંની માફક એકલા પાણી પથરાથી ધોવાતાં નથી પણ બીજા કોઈ પદાર્થ સાથે લેઇ ઘણી સાવચેતીથી ધોવાં પડેછે; નહિતો ફૂટાઇ જાય, રંગ જતો રહે, જળી જાય, અગર કસબ ખરી પડે. માટે તે ધોવા તથા રાખી મૂકવાની કેટલીક રીત નીચે લખેલી છે તે ઉપર ધ્યાન આપવું.

ઉનનાં લૂગડાં ધોવાં હોય તો પ્રથમ આગલી રાતે અરીઠાને પાણીમાં પલાળી મૂકી તેને ચોળી કૂચા તથા બી કાઢી નાંખવાં, અને પછી તેની અંદર એવાં લૂગડાં બોળી ધોવાં એટલે મેલ જલદીથી કપાશે અને રંગદાર હશે તો તેનો રંગ પણ નહિ જાય. વળી બીજાં લૂગડાંની માફક ઉનના લૂગડાને ઝૂડ ઝૂડ કરવું નહિ પણ હાથે વતી ઘણી વાર સૂધી મચમચાવવું, એટલે બધો મેલ નીકળી જશે. ત્યાર પછી તેની કલ્લી (પાટલી) કરી નિર્મળ પાણીમાં તારવવું અને મીચોવ્યા સિવાય નીતરતું ને નીતરતું સૂકવી દેવું, એટલે તે લૂગડું સ્વચ્છ થશે. સૂકાયા પછી તેની ગડીવાળી સારા સ્વચ્છ લૂગડામાં બાંધી પેટી પટારા અગર બચકામાં મૂકવું.

રેશમી (હિરાગળ) તથા કસબી લૂગડાં ધોવાં હોય તો થોડોક ગોળ ‡ કંકોડી, ગોરમટી અને ચણાનો લોટ એ બધાંનું પાણી કરી તેમાં થોડાં કૂકડવેલીઆં* ચોળી નાંખવાં, અને પછી તે પાણીની અંદર ધોવાનાં લૂગડાં બોળવાં; તે કેટલીકવાર રાખ્યા પછી ઉનનાં લૂગડાં ધોવાની ઉપર બતાવેલી રીત પ્રમાણે ઝાઝાં નહિ ઝૂડતાં પુષ્કળ મચમચાવીને ધોવાં, અને કલઇ કરી સારી રીતે તારવવાં. ઉનનું લૂગડું વખતે પાટલી (કલઈ) કર્યા વગર તારવ્યું હોય તો હરકત નહિ પણ હિરાગળ લૂગડું જો પાટલી કર્યા વગર લાંબું તારવે તો દોરા તણાઇ જાળાવાળા થઇ જાયછે, માટે તારવતાં સાવચેતી રાખવી. ત્યારપછી તેને થોડાં ઘણાં નીચોવી નાંખવાં, અને પછી સૂકવીને તેની ગડી કરી ઉપર બતાવ્યા પ્રમાણે બાંધી મૂકવાં.

વળી કેટલાંક લૂગડાં એવાં હોયછે કે તે એકાદ વખતજ પહેર્યામાં આવ્યાં હોય અને મેલાં થયાં ન હોય, તો વગર ધોએ બાંધી મૂકવાં પડેછે. પણ એવાં લૂગડાં બાંધી મૂકતા પેહેલાં ખૂબ તપવવાં જોઈએ, નહિતો પરસેવાવાળાં થયાં હોય તેથી ચોમાસાની અંદર ઉબાઈને ખરાબ થઇ જાયછે, તથા વળીઆં અને ડાઘા પડેછે. જે લૂગડાં ઘણા દિવસ સૂધી બાંધી મૂકવાનાં હોય, એટલે પાંચ દશ વર્ષે કોઈવાર કામમાં લેવા જોગ હોય તેવાં લૂગડાં પણ ચોમાસુ બેસતાં પેહેલાં તપવીને પછી બાંધી મૂકવાં,

---

‡ કોઇ કોઇ ગોળને બદલે ખાંડ પણ નાંખેછે.

* કૂકડવેલીઆં એ ચોમાસાની અંદર ખેતરોની વાડોએ વેલા ઉપર નાનાં તુરીઆં જેવાં થાયછે. તેનો સ્વાદ કડવો હોયછે. એ ઝેરી છે માટે તેનું પાણી પીધામાં આવે નહિ તેની સાવચેતી રાખવી.

નહિતો તે બેસી જાયછે (એટલે તેની ગેડે ગેડનાં પડ એક બીજા સાથે દબાઇ જાયછે) અને થોડો વખત પહેરવામાં આવે કે તરત ગડી પ્રમાણે ચીરા પડી ફાટી જાયછે. વળી સ્ત્રીએ પોતાનાં લૂગડાં સ્વચ્છ રાખવાં એમ નથી, પણ પોતાના બાળકનાં તથા પુરૂષનાં લૂગડાંની પણ સંભાળ તેણે રાખવી, તથા તળાઈ ગોદડાં પણ મેલાં ન થાય તેને માટે કાળજી રાખવી, અને ચાદર પાટી એ પણ સાફ રાખવાં.

કોઇ લૂગડું જરા ફાટે કે તરત તેને સાંધવું, અથવા તુનાવવું[1]; નહિતો તે વધારે ફાટે અને વખતે નકામું થઈ જાય. કેટલીક સ્ત્રીઓ લૂગડાં સાંધવાની ઘણી આળસ રાખેછે પણ તેમ નહિ કરતાં ફાટેલાં લૂગડાં સાંધવાં અને ધોઇને સ્વચ્છ રાખવાં. શરીર સાફ રાખવાને સ્વચ્છ લૂગડાંની ઘણી જરૂર છે. વળી સારી રીતે ધોઈને સાફ રારાખેલાં લૂગડાં ફાટેછે પણ થોડાં, તથા દેખાયછે સારાં. કેટલીક સ્ત્રીઓ "મળ્યા તો મીર, નિહતો ફકિર" એમ કરેછે, એટલે કોઈ સારૂં લૂગડું ગમે તે વખતે પહેરી ફાડી નાંખેછે અને અવસરે બીજીના મોઢા સામું જોઇ રહેછે. પણ તેમ નહિ કરતાં વિચારથી પહેરવું; એટલે ઘરમાં ઘર પ્રમાણે, બહારમાં બહાર પ્રમાણે અને ટાણામાં ટાણા પ્રમાણે.

## ઘરની ચોખ્ખાઇ.

ઘર સાફ નહિ રાખવાથી ઘણી જાતના રોગ ઉત્પંન થાયછે. માણસો ઘર રક્ષણ કરવાને સારૂ બાંધેછે, પણ હા-

[1] ભારે તથા રેશમી અને કસબી લૂગડાં સંધાતાં નથી પણ તુનાયછે, એટલે ભરતની માફક જે રંગનું લૂગડું હોય તે રંગના દોરાથી ગુંથાયછે.

લમાં તે પ્રમાણે બરાબર બનતું નથી. કેટલાંક ઘરમાં ઘણો ભેજ હોયછે; કેટલાંકની આસપાસ ઘણી ગંદકી અને કાદવ કીચડની જગા હોયછે; કેટલાંકમાં મુદ્દલ અજવાળું આવતું નથી; કેટલાંક ઘણી ખીચોખીચ વસ્તીમાં અને ગલીમાં હોયછે; તથા કેટલાંક ઘરમાં પાણીનું બિલકુલ સુખ હોતું નથી. એટલે કોઇ ઠેકાણે ખારૂં હોયછે તો કોઇ ઠેકાણે ઘણી મુસ્કેલીથી મળી શકેછે. આથી રક્ષણ કરવાને સારૂ ઘર બાંધવાની જે મુખ્ય મતલબ તે ઉંધી વળેછે, અને ઉલટા અનેક તરેહના તન્દુરસ્તીને નુકસાન કરે એવા બનાવો બનેછે. માટે ઘર બાંધતાં અથવા ખરીદ કરતાં પેહેલાં આ ત્રણ વાતનો વિચાર કરવો. ૧. સારોપવન, ૨. સારૂં અજવાળું, અને ૩. સારૂં પાણી.

ઘર નાનું અથવા મોટું હોય તેની હરકત નહિ, પણ તે લીંપી ધુંપીને તથા વાળી ઝાડીને સાફ રાખવું. ઘણી ફુએડ સ્ત્રીઓનાં ઘરમાં કરોળીઆ વગેરે જીવડાં જાળાં બાંધેછે તે ઘણાં ગંદાં દેખાયછે. ઘરમાં ઝાઝી ખીંટીઓ તથા તાકાં પણ નુકસાનકારી છે. ઘણાં તાકાં હોય અને તેમાં દીવાનાં કોડીઆં મૂકે એટલે તેલના રેલા ઉતરીને ભીંતો ગંદી થાયછે. બની શકે એવું હોય તો ઘરમાં છત કરાવવી, અને તેમ નહિ બનેતો પાણી રાખવાની તથા સૂવા બેસવાની જગા ઉપર સારા ચંદરવા બાંધવા જોઇએ. કેટલીક સ્ત્રીઓ વિવાહ વખતે મોટાં ભારા જેવાં તરીઆ તોરણો ઘરની અંદર બાંધેછે તેના કરતાં નાચાલે નાનાં તોરણ બાંધવાં વધારે સારાં છે.

ધૂણી ગોટાય નહિ માટે રસોડીઆમાંથી બારોબાર ધૂણી ચાલી જાય એવું ધુમાડીઊં રાખવું જાઇએ; કેમકે ધુમાડીઊં ન હોયતો ધૂણી આખા ઘરની અંદર ગોટાયછે, અને તેમાં રહેલાં માણુસો તેથી અકળાઈ જાયછે, તથા છા-

પરા અને પીડીઆંને ધુમાસ ચોટવાથી તે કાળાં થઇ ગં-
દાં દેખાયછે.

ઘરની અંદરનો સામાન પણ ગોઠવીને સાફ રાખવો જાઈએ. આડો અવળો સામાન પડ્યો હોય તેથી ગંદુ લાગેછે, અને ત્યાંથી વાળી ઝાડીને પૂંજો કઢાય નહિ તેથી જીવજંત ભરાઈ રહેછે તેથી જીંદગીની ધાસ્તી રહેછે. ઘરમાં ખાડા બૈયા પણ ન રાખવા, તથા ભીંતોની અંદર કોઇ ઠેકાણે ચીરો પડી હોય તે પણ ઝટ પૂરી દેવી; કેમકે તેમાં ઝેરી જનાવરો ભરાઈ રહેવાની બીક રહેછે. એકંદરે સઘળી રીતે ઘરને સાફ રાખવું જોઇએ.

પાણી ભરવાનાં તથા પીવાનાં વગેરે વાસણો પણ સ્વચ્છ રાખવાં. કેટલીક સ્ત્રીઓના ઘરનું પાણી એવું ગંદુ હોયછે કે તે પીવું ગમતું નથી, અને દબાએ ચંપાએ પીવામાં આવેતો ઊલટી થયા સિવાય રહે નહિ. માટે પાણી સારૂં ગળીને નિર્મળ રાખવું, અને તે ભરવાનાં વાસણ પણ સ્વચ્છ રાખવાં, કેમકે તેનો પણ ઘરની ચોખ્ખાઇમાં સમાવેશ થાયછે. રાંધવાનાં વાસણ તથા બીજો સામાન અને રાચ રચીલાં પણ સ્વચ્છ રાખવાં. શરીરની આરોગ્યતાનો આધાર ઘરની ચોખ્ખાઇ ઉપર પણ રહેલોછે, અને ઘરની ચોખ્ખાઇ રાખવી એ સ્ત્રીઓનું કામ છે. માટે ડાહી અને વિચારવાન્ સ્ત્રીઓએ પોતાનું ઘર સાફ રાખવું.



## આંગણાની ચોખ્ખાઇ.

ઘરની ચોખ્ખાઇ સાથે આંગણાની ચોખ્ખાઇ પણ રાખવી જોઇએ, નહિતો ઘણું ગંદુ લાગે, અને રસ્તે ચાલનારા લોકો એવો વિચાર કરે કે આ ઘરની અંદર રહેનારી સ્ત્રી કેવી ફુએડ છે કે તે આંગણું પણ ચોખ્ખું રાખતી

નથી? જેમ કોઇ ગમે તેવો વિદ્વાન્ અને ચતૂર માણસ હોય, પણ તે ગંદો અને અસ્વચ્છ રહે તો તેને જોતાંવેત જ લોકો એવો વિચાર કરશે કે આ કોઇ ગાંડો છે. તેમજ ઘરની અંદર ગમે તેવું સ્વચ્છ હશે પરંતુ આંગણું જો ચોખ્ખું નહિ હોય તો લોકો તેમાં રહેનારને મલિન તથા ગંદાની ઉપમા આપ્યા સિવાય રહેશે નહિ. માટે આંગણું દરરોજ વાળી ઝાડીને સાફ રાખવું. આંગણાની અંદર ખાડા ખયા રાખવા ન જોઇએ. કેમકે તેમાં સારૂં ખોટું પાણી ભરાઇ રહી કચરો થાયછે. વળી ઘાસફૂસ, એઠવાડ અને એવી બીજી વસ્તુઓ આંગણામાં નાંખવી નહિ, કેમકે તે કોહીને ગંધાઇ ઊઠેછે અને તેમાં જીવડા પડી ઘણી ગંદકી થાયછે, તેથી ઘરમાં રહેનાર માણસોની તન્દુરસ્તી બગડેછે. આ બાબતની ચીવટ સ્ત્રીઓને રાખવાની છે, કેમકે ઘણુંકરીને તેમને આખો દિવસ અને રાત ઘરની અંદર રહેવાનું બનેછે. આંગણું ગંદુ રાખવાથી પાડોશી પણ કંટાળીને વિરોધ કરેછે. માટે સુઘડ સ્ત્રીએ આંગણું ચોખ્ખું રાખવાની કાળજી રાખવી; કેમકે તે આંખો આંજવા જેવું છે.



## સ્ત્રીએ *જુજવી અવસ્થામાં કેમ વર્તવુ?

પતિ પરદેશ ગયો હોય અગર પોતાની પાસે હાજર નહોય તે વખતે સ્ત્રીએ બહુ સાવચેતીથી વર્ત્તવાનુંછે. કારણ કે પતિ હાજર હોય તે વખતે સ્ત્રીનું રક્ષણ તે કરેછે તથા તેને નીતિનો માર્ગ બતાવેછે, પરંતુ પતિની ગેરહાજરીમાં તે કામ સ્ત્રીએ પોતે કરવાનુંછે, અને તેની સાંગે ઘરની સંભાળ પણ રાખવી પડેછે. એવા વખતે સદાચરણથી ચાલી

* જુજવી એટલે વિયોગી; પુરૂષ સાથે ન હોય તેવી.

પરમેશ્વરથી ડરીને દરેક કામ કરવું.

જુજવી અવસ્થામાં સ્ત્રીએ કોઈપણ માણસની સાથે કજીઓ કંકાસ કરવો નહિ. પોતાનું ઘરબાર સૂનું મૂકીને બનતા સૂધી પરગામ અથવા બીજે કંઈ જવું નહિ. પોતાનાં છોકરાંઓના અભ્યાસ વિષે કાળજી રાખવી, એટલે તેઓ શું શીખેછે, તથા શું નવું શીખ્યાં, એની તપાસ કરતાં રહેવું. પોતે એવી સારી વર્ત્તણુકથી ચાલવું કે તે જોઈને પોતાની છોકરી પણ તેવીજ નીતિમાન થઈ પ્રસંગોપાત તે પ્રમાણે વર્ત્તવાને શક્તિમાન્ થાય. દરરોજ અમુક વખતે પોતાનાં છોકરાંને પાસે બેસાડી સારી સારી નીતિની વાતોથી શિખામણ દેવી. વળી ખરચ કરવામાં પણ વિચાર કરવો, અને જે ખરચ કરવો તેનો ચોખ્ખી રીતે હિસાબ રાખવો. સરકાર દરબાર ચઢવું પડે એવું કંઇ કામ કરવું નહિ. શરીરની આરોગ્યતા જાળવવામાં કોઇ તરેહની ચૂક કે બદપરહેજી થવા ના દેવી. ખાવાપીવામાં ખૂબ સાવચેતી રાખવી, તથા અભક્ષ અને કેફી વસ્તુ ખાવી કે પીવી નહિ. સાસુ સસરાની ચાકરી કરવી તથા દીયર જેઠ અને તેમની સ્ત્રીઓ વગેરે કુટુમ્બનાં સર્વે માણસો સાથે સલાહ સંપથી ચાલવું. કોઈ તરેહનો વહેમ રાખવો નહિ તથા વહેમી ક્રિયા કરવી નહિ. સત્સંગ કરવો, તથા ડાહ્યાં અને ઘરડાં સ્ત્રી પુરૂષોની સારી શિખામણ સાંભળી ધ્યાનમાં રાખવી. ઘરના સરસામાનની સારી રીતે સંભાળ રાખવી, તથા બીજી હરેક રીતે ચેતીને ચાલવું. છેવટ એટલુંજ કે કોઇપણ રીતે પોતાના ઉપર દુઃખ આવી પડે નહિ તથા નીતિનો ભંગ થાય નહિ, અને સર્વશક્તિમાન્ ઇશ્વર ખુશી રહે એટલે તેના કાયદાનું-સ્વાભાવિક નિયમનું—ઉલંઘન થાય નહિ એમ વર્ત્તવું.



# મા બાપ તથા ભાઇ ભાંડુ સાથેની વર્ત્તણુક.

માબાપની સેવા કરવી અને તેમના ઉપર હેત રાખવું એ તેમનાં છોકરાંનો મુખ્ય ધર્મ છે. જ્યારથી જન્મ થાયછે ત્યારથી માબાપ અનેક અનેક સંકટ વેઠીને તથા પાળી પોષીને છોકરાંને મોટાં કરેછે, અને તેમને સંસાર વ્યવહાર ચલાવવાને માહીતગાર કરેછે, તથા ઇશ્વરી બોધ કરી મોક્ષનો માર્ગ બતાવેછે. એમ માબાપ પોતાનાં છોકરાંને માટે ઘણી કાળજી રાખેછે. છોકરાં ઉપર પ્યાર રાખવો એ માબાપની મુખ્ય ફરજ છે, તથા સ્વાભાવિક રીત પ્રમાણે તેમના મનનું વલણ પણ તેવીજ રીતનું થાયછે, કેમકે ઈશ્વરે તેવી પ્રેરણાબુદ્ધિ પશુ, પક્ષી, અને માણસ સર્વમાં મૂકેલી છે; પરંતુ સ્વાભાવિક પ્રેરણા સિવાય માણસના મનમાં બે મોટા સ્વાર્થ રહેલા હોય એમ લાગેછે. એકતો પોતાના વંશની વૃદ્ધિ, તથા બીજો ઘડપણમાં ચાકરી કરી પાલણ પોષણ કરશે એવી આશા. હવે વિચાર કરો કે આ સ્વાર્થ ખરા છે કે ખોટા? જો એવા સ્વાર્થ તેમના મનમાં રહેલા નહોત તો છોકરાંની કોઈ દરકાર કરત નહિ; મતલબ કે તેની જે અત્યુત્કંઠા રાખેછે તે ન રાખત, પણ જે છોકરાં થાત તેમને સ્વાભાવિક રીતે પાળી પોશીને મોટાં કરત. પણ હાલમાં આપણે ઘણી સ્ત્રીઓને છોકરાંને માટે બાધાઓ રાખતી તથા શરીરે કષ્ટ ભોગવી અપવાસ કરતી તથા છુમંતરીઆ અને ઢોંગી ધુતારાઓથી ઠગાઈ અનેક તરેહની વહેમી ક્રિયાઓ કરતી જોઇએ છીએ, તેનું કારણ ઉપર બતાવેલા બે સ્વાર્થ છે. ત્યારે જે માબાપ સ્વાભાવિક પ્રેમની સાથે પોતાના ધારેલા સ્વાર્થને માટે અનેક તરેહનાં સંકટ ભોગવીને બાળકને ઉછેરેછે, તેમની ઇચ્છા પૂર્ણ

કરવીજ જોઇએ, અને તેમ જે ન કરે તે છોકરાં ઇશ્વરનાં ગુનેગાર થાય. કોઈ ત્રાહીત માણસને આશાભંગ કરવું એ મહા ઘાતકી કામ છે, તો આતો પોતાનાંજ માબાપ, કે જેમણે આ દુનિઆની અંદર જન્મ આપી પાલણ પોષણ કરી ઉછેર્યાં, તેમને નાઉમેદ કરવાં એમાં કેટલું પાપ છે તેનો વિચાર વાંચનારે પોતાની મેળેજ કરવો. મનેતો એમ લાગેછે કે તેની અંદર ઘણુંજ પાપ છે અને તેને માટે પરમ ન્યાયી પિતાની પવિત્ર સેવામાં જવાબ દેવાનું તેમને ભારે થઈ પડવાનું. માટે સર્વ મનુષ્ય પ્રાણીઓને ઘટારત છે કે તેમણે માબાપની સેવા ચાકરી કરી તેમના યોગ્ય હૂકમને માન આપી તાબે થવું.

સ્ત્રી ઉમર લાયક થયે પતિને ઘેર રહેછે, ત્યાં તેના ઘરખટલાના કામકાજને લીધે માબાપની સેવા કરવાનું તેનાથી બરાબર બની શકતું નથી, માટે આ ઠેકાણે તે વિષે ઝાઝું લખ્યું નથી. તોપણ પ્રસંગે પ્રસંગે પોતાથી બની શકે તેવી બરદાશ ચાકરી કરી સંભાળ લેતાં રહેવું, અને તેમના કરેલા અથાગ ગુણનો કંઇપણ બદલો વાળી શકાય તેમ કરવું.

માબાપ અને ભાઇ ભાંડુ સાથે સંપ રાખવો એ ગુણવાન સ્ત્રીનાં લક્ષણ છે. તેમની સાથે સલાહ સંપથી અને અદબથી ચાલવું જોઇએ. કેટલીક સ્ત્રીઓ માબાપના ઘરમાંથી ધન માલ વગેરે ચોરી જઇને ધણીના ઘરમાં ભરેછે એ કામ ઘણું નિંદ્ય છે. ચોરી કરવામાં ઘણું પાપ છે અને આની અંદર તો ચોરી, વિશ્વાસઘાત, અને કપટ એ ત્રણ ગુના રહેલાછે. એવું બદકામ કરનારને ઈશ્વર ઘણી ભારે શિક્ષા કરશે, તથા તેણે આ દુનિઆમાં કરેલાં સુકૃત્યનો પણ ક્ષય થશે. એવી બદધાનતની સ્ત્રીના પુરૂષને પણ યો-

ય છે કે તેણે તેવું ધન માલ વગેરે કાંઇ સંઘરવું નહિ, પણ સ્ત્રીના ભૂંડા કૃત્યને માટે તેને સખ્ત ઠપકા સાથે શિખામણ દેવી જોઈએ. પોતાના ઘરમાં ચોરી થયાની જ્યારે માબાપ અથવા ભાઇઓને ખબર પડેછે ત્યારે તેઓ પોતાની પુત્રી અથવા બેન ઉપર બહુ ગુસ્સે થાયછે અને વખતે ફજેતી પણ કરેછે. અને કરે તેમાં નવાઇ પણ શી! કેમકે પૈસે પૈસે કરીને તથા દુ:ખ ભોગવીને જે ધન એકઠું કર્યું હોય તે જાય, ત્યારે તેમના મનમાં કેટલું લાગતું હશે? હું તો ધારૂંછું કે કાચા હૈયાનો હોય તો ગાંડો થઇ જાય. તેમાં વળી આતો દીઠું પદાર્થ ઉપડી જાય, એટલે શું કહેવાનું રહે? કહેવત છે કે "જીવ જજો પણ જીવનપાળ ન જશો." માટે સર્વ ડાહી સ્ત્રીઓએ સમજવું જોઇએ કે એવું બદકામ કરી પોતાના ભાઇ ભાંડુ તથા માબાપને દુ:ખી કરવાં, તથા પોતે પણ ઇશ્વરનાં ગુનેગાર થવું, એમાં કંઇ માલ નથી. માટે હમેશ સાફ દાનત રાખવી‡ અને માબાપ તથા ભાઇ ભાંડુ સાથે સંપનો વધ રો થાય તેમ કરવું. "સંપ ત્યાં જંપ" માટે લડાઇ અગર ઝેર થાય તેવું કામ કરવું નહિ.

પોતે બે ત્રણ બેનો હોય અને તેમાંથી કોઇને પોતાનાં માબાપ તરફથી લૂગડું લત્તુ એછું વત્તું થાય તો તેથી અદેખાઈ ન કરતાં સંતોષ રાખવો. એવી હલકી બાબતસારૂ કંકાસ કરી પોતાનાં માબાપને દુખી કરવાં નહિ, પણ તે ચાહીને તમારા પર સારી નજર રાખે એવી કોશીશ કરવી, એટલે "વનો વેરીને વશ કરે" એ કહેવત પ્રમાણે તે તમને ચાહાશેજ. અને કદાચ એમ પણ ન બને તો દિલગીર થવું નહિ, પણ તેનો આધાર પોતાના પતિ ઉપર રાખવો, અ-

‡ સસરાના ઘરમાંથી ચોરીને બાપના ઘરમાં પણ ભરવું નહિ.

ને મારા વિચાર પ્રમાણે તો તે કામ તેનુંજ છે. માટે વાત્સલ્યતાભાવે કરીને તથા ખુશીથી તમારાં માબાપ જે તમને આપે તે લેવું, પણ કકલાટ કરવો નહિ. કેટલીક સ્ત્રીઓ પોતાના સીમંત તથા બીજા હરેક શુભાશુભ સમયે માબાપ ઉપર ઘણો બોજો નાંખેછે તે રૂઢી માતાનું દ્વાર બંધ કરી ઓછો કરવો જોઇએ. જો તમે તમારાં માબાપ સાથે ખરાબ વર્ત્તણુકથી ચાલશો તો તે જોઇને તમારી દીકરીઓ પણ તેમ કરવા શીખશે, તેથી તમારે "ફ્રાંસ્ક કાઢતાં સાલ પેઠાની" પેઠે થશે, અને વંશપરંપરાને માટે દુઃખ ઉત્પન્ન કર્યું કહેવાશે. માટે માબાપ તથા ભાઇભાંડુની સાથે સલાહ સંપથી ચાલવું.

---

## સાસુવહુ, નણંદ ભોજાઇ, અને દેરાણી જેઠાણી વગેરેનો સંબંધ, તથા તેમની વર્ત્તણુક વિષે.

સાસુ વહુની ફરજ શી છે તે જાણ્યા વગર આપણા દેશની સ્ત્રીઓ ઘણી ખરાબ વર્ત્તણુક ચલાવેછે. વહુ સાસરે જાય કે સાસુ હાથ પગ ભાગીને બેસેછે, અને જાણે કોઇ લુંડી ઘેર આવી હોય અને પોતે શેઠાણીપણું ભોગવતી હોય તે માફક પોતાની બાળક અને નાજુક વહુવારૂ પાસે આખા ઘરનું કામ રાતદિવસ કરાવેછે. વળી તે કામ કરવામાં જો કાંઈ જરા બગડે કે ખોટું થાય તો તે બિચારીના પૂરા ભોગ મળેછે; કારણ કે સાસુ મનમાનતી રીતે પોતાના મોંનો વખવખાટ તેને ગાળો ભાંડવામાં તથા મહેણાં મારવામાં કાઢેછે; અને તેટલાથી નહિ ધરાતાં તેનાં માબાપ તથા પીએરનાં બીજાં સગાં વહાલાંને પણ સ્વ-

સ્તિઓ[1] આપેછે. વળી કોઇ કામ કરવામાં જો ખાપણુ આવે તો કહેશે કે તારાથી કામ ન થાય તો બાપને ઘેરથી એક ચાકર, નહિતો તારી મા, કે જેણે તને પોપટની પેઠે પાળી મૂકી કામ શીખવ્યું નહિ તેને તેડી લાવવી હતી. કામ આવડતું નથી ત્યારે સાસરે શું કરવાને આવીછે? અમે તો વહુને કામ કરવા તેડીએ છીએ, કાંઇ મફતનું ધાન ખવડાવવા કે પળા કરવા તેડતાં નથી!! વહુને બિચારીને આ સઘળું મુંગે મોઢે સાંભળવું પડેછે, અને જે કામ માબાપને ઘેર કોઇ દિવસ કર્યું ન હોય તથા જે તેના ગજા ઉપરાંત હોય તે પણ કર્યા સિવાય છૂટકો થતો નથી. વળી નણંદના બોલ પણ સાંભળવા પડેછે તથા પોતાનો પતિ, અરે પતિ શાનો! બાર વરસનું અક્કલહિણ [2]બાળક, પોતાની નિર્દય મા બેનના ભંભેરવાથી તેના ઉપર માર ઝૂડ વગેરેનો જૂલમ ગુજારે તે પણ સહન કરવો પડેછે. વળી વહુના બાપ તરફથી આપવા મૂકવામાં જો કાંઈ વધતું ઓછું પડે તો તે વાત સાસુ તેના મોઢાપર કહીવારેઘડીએ મહેણાં મારેછે, અને પોતાને ઘેરથી એવું કહીને કાઢી મૂકેછે કે જા તારા બાપને અમારૂં માગતું લહેણું ચૂકવી આપવાનું મળે ત્યારે આવજે! વળી વહુને કાંઇ દુઃખ થાય તો તે સાસુ વગેરેને મોઢે કહેવાતું નથી પણ આંખો મીચીને દબાએ ચંપાએ ઘરનું કામ કર્યા જવું પડેછે અને દુઃખની પીડાથી કામ કરવું બંધ રાખે તો સાસુ કહેશે કે રાંડને કામ કરવું પડે તેથી ફંદ કરેછે! વળી તેના દુઃખની ખબર જો તેનાં પીએરીઆંને પડે અને તેઓ તેને પોતાને ઘેર તેડી જાય તો પછી સાસુ ટેકમાં

---

૧ સ્વસ્તિઓ એટલે ગાળો. (હાસ્યને માટે)

૨ એમ લખવાનું કારણ એ છે કે હાલમાં ગૂજરાતી હિંદુઓમાં બાળલગ્ન તથા કજોડાં ઘણાં થાયછે.

ને ટેકમાં કોઇ દિવસ તેડવા મોકલતી નથી, તેથી તેનાં માબાપને બિચારાંને જખમારીને જૂલમી વહેવાણને મનાવી પોતાની પુત્રીને સાસરે મોકલવી પડેછે! આટલો બધો જૂલમ તથા દુઃખ સહન કરી વહુ ઘરનું કામ કરેછે, પણ તેને ખાવાનુંએ પૂરૂં મળતું નથી, પણ છાંડયું છૂડયું તથા ટાઢું એઠું જે પડયું હોય તે એકઠું કરીને ખાવા આપેછે. તે છતાં સાસુ બારણે વાતો કરેછે કે વહુને ખાવાને તો પાંચશેર જોઈએ છીએ પણ કામ તો કાંઇ કરતી નથી! વળી ઘરની અંદર કોઈપણ બાબતમાં બોલવાનો હક વહુને હોતો નથી. તેનાં માહાં ભાગ્યે સાસુ નણંદ વગેરે વાત કરતાં હોય તેમાં એકાદ શબ્દ તેનાથી બોલી જવાય તો તેઓ તેના પર ઉતરી પડેછે, અને પુષ્કળ તરછોડા સાથે કહેછે કે. છાનાં રહો ડહાપણડાહ્યાની છોડી! તમને આટલી બધી પંચાત કોણ કરાવેછે? હજુ ઘરમાં પગ તો પૂરા અડયા નથી તથા ઓરડાનું બારણું પણ દીઠું નથી, એટલામાં આવી ટાપશી પૂરોછો તો આગળ શુંએ કરશો! [1] મારો છોકરો તો બિચારો ભોળીઓ છે તેની શીએ વલે થશે! વગેરે ઘણું કહી તેને રોવા જેવી કરી નાંખેછે.

ઘણી ખરી છોડીઓ પોતાના બાપને ઘેરથી રાંધતાં તથા બીજાં કામ કરતાં શીખીને સાસરે જાયછે, પણ કોઈ માબાપની લાડવાઈ છોડી કે જેણે બાપને ઘેર બિલકુલ કામ કર્યું નહોય, તેને આવું એકદમ કામ કરતાં ઘણું મુશ્કેલ પડેછે. રાંધતાં ન આવડે તો તપેલું વગેરે જે વાણસ હોય તે રસ્તા વચ્ચે મૂકી સાસુ બૂમો પાડીને કહે કે જુઓ આ વહુએ રાંધ્યું! વગેરે ફજેતી કરેછે અને કહેશે કે આ પ્રમાણે કશું કામ ન આવડે એવી વહુ જેના પૂરા ભોગ હોય તેને મળે. વળી વહુને કહેછે કે મારે ફલાણું કામ

---

[1] અહંકારથી માને બોલાવેછે.

ના હોતતો તને રાંધવાએ કોણ ધાલે! વહુને ચૂલો કેમ દેખાડીએ! એતો હુંછું તે ઠીકછે; બીજી કોઈ સાસુ કે બીજું ઘર મળ્યું હોત તો બધી ખબર પડત, અહિંતો જેમ કરોછો તેમ નભેછે! વગેરે ઘણું કહેછે અને રાત્રે પણ બે ઘડી જંપીને સુવા દેતી નથી. એમ અનેક તરેહનાં દુઃખ વહુને સાસુ તરફથી સહન કરવાં પડેછે. *

આ વખતે જે સારા માબાપની દીકરી હોય અને વિચારવાન્ હોય તે એ બધાં દુઃખ સહન કરેછે. પણ કોઇ માથાની ફરેલ તથા હરામ હાડકાંની હોય તો તે સાસુના સામી થઇ દરરોજ કંકાસ કરેછે, તથા એ દુઃખમાંથી છૂટવાને એટલે સાસુને મરી ગએલી જોવાને ઘણી આતુર રહેછે અને તેને માટે પોતાથી બને તેટલાં વહેમી અને દુષ્ટ કાવતરાં કરેછે. એમ એક બીજાને અટંસ પડવાથી કોઇ દિવસ જંપીને બેસવા પામતાં નથી. પછી સાસુ પોતાના છોકરાને કહી તેને મરાવે ઝુડાવેછે અને તેથી ઘણો કંકાસ થાયછે, તેથી છેવટે વહુને જૂદી રાખેછે અને સ્ત્રી પુરૂષ વચ્ચે અંટસ પડવાથી તેઓ પોતાનો ભવ વિયોગી અવસ્થામાં ગુજારેછે. એમ ઘણી તરેહનાં દુઃખ વહુવારૂ પર સાસુ તરફથી ગુજરેછે, અને તેથી માઠાં ફળ નીપજેછે. સાસુના જૂલમથી કંટાળી સુંદર અને ચંદા ફકીરની પાસે જાદુ કરાવા ગયાં હતાં તેનું પરિણામ કેવું નીપજ્યું, તે રા. સા. મહિપતરામભાઇની બનાવેલી સાસુ વહુની લઢાઇની ચોપડી જેમણે વાંચી હશે તેમના જાણવામાં હશે. આ બાબતનું વિવેચન કરતાં વિષય ઘણો મોટો થઈ જાય માટે ટુંકાવતાં એવા કજીઆ થવાનાં કારણ વિષે થોડુંક લખુંછું.

---

* બધે ઠેકાણે આ પ્રમાણે બનતું નથી, પણ ઘણે ઠેકાણે એમ જોવામાં આવેછે.

એના કારણ વિષે વિચાર કરતાં એવું માલમ પડેછે કે માબાપ પોતાની છોકરીને નાનપણથી સારો વિદ્યાભ્યાસ કરાવતાં નથી તેથી, કૂડા કુળને મોહી છોકરીને ગમે તેવા દુરાચરણીને ઘેર પરણાવેછે તેથી, બાળલગ્નથી, તથા ખરાબ સ્ત્રીઓની શીખવણીથી એવા બનાવ બનેછે. જો છોકરીને નાનપણથીજ સારો વિદ્યાભ્યાસ કરાવી નીતિની કેળવણી આપે તો તે પોતાપર પડતાં દુઃખ નિવારણ કરવા ગમેતે તદબીરથી શક્તિમાન્ થાય. વળી કૂડાં કુળને નહિ મહોતાં ખરૂં કુળ કોને કહેવું એનો વિચાર કરી પરણાવતાં હોય તોપણ એવું ભાગ્યેજ બને. આપણા લોકો ગમેતેવો નિર્ધન, દુરાચરણી તથા સઘળી રીતે અનાદર કરવા યોગ્ય માણસ હોય, પણ જો તે વંશપરંપરાથી ઊંચા કુળનો ગણાતો હોય તો તેને પોતાની દીકરી દેવામાં મોટાઇ માનેછે. પણ વિચાર કરતાં નથી કે દુરાચરણીને ઘેર દીકરી દેઇશું તો તે સુખ શીરીતે પામશે?

બાળલગ્નથી પણ તેવા કજીઆ થાગછે. કેમકે છોકરીને બારેક વરસની ઉમરમાં સાસરે વળાવે, એટલે ભારે કામ તેનાથી થઈ શકે નહિ, અને સાસરે તો બધાં કામ કરવાં પડે. પછી સાસુ વહુ વચ્ચે વિરોધ થાય તેમાં શું આશ્ચર્ય? વળી તેની બુદ્ધિ પણ કાચી હોવાથી પાડોશીઓ અલાવડાં * કરે તેથી પણ ચરભડેછે, અને કંકાસ કરી બળાપો કરેછે. માટે છોકરીને નાનપણમાં સારો વિદ્યાભ્યાસ કરાવવો, અને પછી સમજણી અને ઉમ્મર લાયક થયે ખરા કુળની પરીક્ષા કરી પરણાવવી, તો આવા માઠા બનાવનો અટકાવ થાય, અને સાસુ વહુના જે ધર્મ છે તે પ્રમાણે વર્તવું તેમને સહેલું પડે.

સાસુ વહુએ એક બીજા સાથે સંપસંપીને ચાલવું જો-

---

* સાચાં જૂઠાં.

ઇએ. વહુએ પોતાની માની માફક સાસુની સેવા કરવી, અને તેની સાથે હળી મળીને ચાલી તથા પોતાની વ્યાવહારિક ફરજો સારી રીતે બજાવી આબરૂ સંપાદન કરવી. માની સાથે તો થોડાં વર્ષ રહેવું છે, પણ સાસુની સાથે તેના જીવતાસૂધી રહેવાનું બનેછે; માટે દુષ્ટ તથા ખારીલી પડોશણોનાં સાચાં જૂઠાં ઉપર લક્ષ ન આપી, તથા પોતાનો ધર્મ વિચારી કજીઓ કંકાસ કરવો નહિ. તેમ સાસુએ પણ પોતાની વહુ ઉપર વાત્સલ્યતા ભાવ રાખી દુઃખ દેવું નહિ. હાલ જે કહેવત ચાલેછે કે "નાની સાસુ મરે નહિ, ને વહુનો દહાડો વળે નહિ" તે ખોટી પાડવી જોઇએ. વહુનો સ્વાર્થ સુધારવાને તથા તેને કામકાજમાં અને વ્યવહારમાં માહિત કરવાને ઉપદેશકારક ઠપકા સાથે કંઇ કહેવું પડે તો તે બેલાશક કહેવું જોઇએ. વળી તેના પર રીત પ્રમાણે દાબ પણ રાખવો કે તે સ્વચ્છંદી ન થઈ જાય. "ભય વગર પ્રીત થાય નહિ" માટે પ્રસંગોપાત તેને ધાસ્તી પણ આપવી તથા હળીમળીને ખુશીમાં દિન નિર્ગમન કરવા. તે એવી રીતે કે વહુને ઠપકો અને છોડીને શીખામણ મળે. એકલા ભયનો ઉપયોગ કર્યાથી માઠાં પરિણામ નીપજેછે. હોય, બાળક છે તે એકવાર કામ સુધરે બગડે, પણ તેને ગાળો ભાંડી ધમકાવવી એ સારૂં કહેવાય? તમે જ્યારે બાળક હતાં ત્યારે શીખ્યા વગર આવડ્યું હતું? માટે ધીમે રહીને શીખવવું, પણ એકદમ ઉથલા તથા મર્મના બોલ બોલી તેને કડવાં લાગીએ એવું કરવું નહિ. કેમકે "કંકાસથી ગોળીનું પાણી પણ નાસેછે." માટે સાસુ વહુએ સંપસંપીને ચાલવું. વહુનાં માબાપ તરફથી આપવા મૂકવામાં કાંઈ વધતું ઓછું હોય તોપણ વહુને ખીજવું કે કહેવું નહિ. કેમકે તે બિચારૂં બાળક તે વાતમાં શું જાણે? વળી "વેહેવાઇનું આપ્યું વ્યાજે મૂકાતું નથી," એ કહેવત ત-

મેજ કહોછો તો તે પ્રમાણે સમજવું. છેવટ એ કે સાસુએ વહુ ઉપર અઘટિત ભાવ રાખવો નહિ, તેમ વહુએ સાસુ જે શિખામણની વાત કહે તે ઉપર લક્ષ આપી તથા તેના ગરમ મિજાજ વખતે નરમ થઇ સદા સંપસંપીને ચાલવું.

સાસુના ગરમ મિજાજ વખતે છાનાંમાનાં બેશી રહેવાથી ફાયદો થાયછે, તેને માટે એક નાનો દાખલો નીચે લખેલો છે.

"એક સ્ત્રી પોતાની સાસુના જાૂલમથી ઘણી કંટાળી હતી તેથી ઠેરેઠેર તેને વશ કરવાના દોરા ચીઠી કરાવવા ફરતી હતી. તેવામાં તેને એક ઘરડો ગોરજી મળ્યો તેને તેણે પોતાની વાત કહી, અને સાસુ વશ થાય એવો દોરો કરી આપવાને ઘણા કાલાવાલા કર્યા. પછી પેલો બુઢ્ઢો ગોરજી કે જેણે આવી ઘણી સ્ત્રીઓને ઠગી હતી તે બોલ્યો કે, કાલે મંગળવાર છે માટે ફલાણી ફલાણી ચીજો લેઈને તું આવજે એટલે તને એવા જાદુ કરી આપું કે બે દિવસમાં તારી સાસુ તારે વશ થાય! પછી પેલી સ્ત્રી બીજે દિવસે ગોરજી. પાસે ગઇ, અને નમ્રતાથી પોતાની હકીકત જાહેર કરી. પછી થોડીવાર વિચાર કરી ગોરજીએ તેને એક લાકડાનો કડકો આપ્યો અને કહ્યું કે, સાસુ લડવા માંડે ત્યારે એક પણ શબ્દ બોલ્યા વગર આ લાકડું તારે ચૂસ્યા કરવું; એટલે એની અંદર ફલાણા ફલાણા દેવ છે, તે તારી સાસુને તરત વશ કરી આપશે. પછી પેલી સ્ત્રી લાકડું લેઈ પોનાને ઘેર ગઈ, અને સાસુએ જે વખતે લડવા માંડયું તે વખત ઘરના એક ખૂણામાં બેશી પેલું લાકડું ચૂસવા માંડ્યું. એમ જ્યાંસૂધી સાસુએ ખીજ્યાં કર્યું ત્યાંસૂધી તેણે લાકડું ચૂસ્યા કર્યું અને એક પણ શબ્દ બોલી નહિ. છેવટે સાસુ ઝાંખી પડી, અને મનમાં વિચાર કરવા લાગી કે આ શું! વહુ મારા સામી રોજ વઢતી પણ આ-

જ તો એકે શબ્દ પણ બોલતી નથી ! પછી એક બે એ-વા પ્રસંગ બન્યા એટલે સાસુએ જાણ્યું કે હું બકુંછું તે સઘળું વ્યર્થ છે, કેમકે વહુ તો બિચારી એક શબ્દ પણ બોલતી નથી. પછી તે દિવસથી સાસુએ વહુ સાથે કજી-ઓ કરવાનું મૂકી દીધું, અને બંને સુખચેનથી રહ્યાં.

આ ઉપરથી બે વાત સમજવાની છે. એક તો એ-કે ધૂતારા લોકો જાદુનાં નામ દેઈ હિકમતથી ભોળા મા-ણસને કેવાં ઠગેછે; અને બીજી એ કે સાસુના ગરમ મિ-જાજ વખતે વહુએ શાંતતા રાખવાથી કજીઆનું મૂળ ઓછું થાયછે. માટે સર્વે સ્ત્રીઓએ ઉપરની બીનાથી વાકેફ થઇ જાદુના નામથી ઠગાવું નહિ, અને સાસુ ગુસ્સે થાય તે વખત મુન્ય રહેવું તથા પોતાનું જોઈને બીજી સાસુ વહુ-ઓ પણ સલાહસંપથી ચાલે એવી વર્ત્તણુંક રાખવી.

નણંદ ભોજાઇ, તથા દેરાણી જેઠાણી વચ્ચે પણ કુ-સંપ જોવામાં આવેછે. નણંદ પોતાની ભોજાઇ ઉપર ઘણો દાબ રાખવા જાયછે, તથા પોતાની મા અને ભાઇ આ-ગળ તેનાં અલાવડાં કરેછે. ભોજાઇ એકાદું સારૂં લૂગડું પ-હેરે તો તે તેનાથી દેખી ખમાતું નથી, અને કહેશે કે મારા બાપને ઘેર તો આવો છકછકાટ નહિ ચાલે; જરી દાંતમાં છેડો ઘાલીને ચાલો તો સારૂં! મારો ભાઇ તો બિ-ચારો ઓલીઆ* જેવો છે, તને વેચીને તું તો ચણા ખાઇશ! વગેરે ઘણું કહેછે. પણ તેવી નણંદે સમજવું જોઈએ કે તમારે પણ તેની માફક વહુ થઇને સાસરે જવું પડશે, ત્યાં તમારાપર આટલો જૂલમ થાય તો કેવું દુ:ખ પડે? માટે વિચાર કરી પોતાની ભોજાઇને ન પજવતાં સંપીને ચાલવું. માબાપ થોડાં વર્ષમાં મરી જશે, પણ ભાઈ તથા ભોજાઈ સંગાથે ઘણા દહાડા કામ પડવાનું.

---

* ભોળા મનનો.

દેરાણી જેઠાણીમાં પણ તેમજ થાયછે. તેઓ એક બીજાની ચડસાચડસી કરી કામ કરવામાં ખંધાઇ કરેછે, તથા એક બીજીની ફરીઆદો પોતાના ધણી આગળ કરે-છે. જો સાસુ હોય તો તેની ધાકને લીધે દબાએ ચંપાએ દીઠું કામ કરવું પડેછે, પણ તેમનાં સારાં નસીબે જો તે મરી ગઇ હોય તો પછી તેમની વર્ત્તણુક ઘણી જાણવા જોગ બનેછે. ચડસાચડસીને લીધે ઘરનું કામ પણ બરાબર થઇ શકતું નથી, તેથી "સૈયારી સાસુ ને ઊકરડે મોકાણ" એ કહેવત પ્રમાણે બનેછે. ઘર, તથા ઘરના સામાનની સંભાળ પણ કોઇ રાખતું નથી, તથા કાંઇ બિગાડ કે નુકસાન થાય તો કહેશે કે આપણે બે ચાર છીએ, તે એક રૂપિઆનું જોખમ થશે તો દરેકને ભાગ અડધો કે પાવલું આવશે, એમ સમજી ઘરને ઠેકાણે ગંગોલીઊં કરી મૂકેછે. જેઠાણી કાંઈ જણસ પહેરે અને દેરાણીને તેના જેવી ના મળે તો કકળાટ કરેછે. જેઠાણીને છોકરૂં હોય તેને તે કંઇ જરા સારૂં ખવરાવે અને દેરાણીને છોકરૂં ના હોય તો તેના પર ખાર કરી આડું બહાનું કાઢી લડેછે. વળી જેઠાણી પોતે ઘરનો મુન્યમ બની દેરાણીઓ પર સાસુ કરતાં પણ વધારે દાબ ચલાવવા જાયછે, અને માન માગતાં તથા હું-પદથી ધરાતી નથી. સહેજ વાતમાં દેરાણીઓના છોબલા પાડી હલકી કરી નાંખેછે, તેથી તેઓ પણ તેનું ગુમાન સહન કરતી નથી, પણ સામી થઇ લડાઇ કરેછે. આવે વખતે કેટલીક દાઝે બળતી તથા ટંટાખોર પડોશણો એક બીજીનાં અલાવડાં તથા સાચાં જૂઠાં કરી વધારે અંટસ પડાવેછે અને પોતે જાણે તેની ખરેખરી હિતેચ્છું હોય અને બીજી દેરાણી જેઠાણીઓ વગેરે દુશ્મન હોય એવો ભાવ એક બીજીના મનમાં ઉતારેછે, તેથી તેઓ ભંભેરાઇને વધારે કજીઓ કરેછે. પણ તેઓએ સમજવું જોઇએ કે અરસ-

પરસ લડાઇ કરવામાં બિલકુલ માલ નથી. જેઠાણી, દેરાણીને ગાળો દેઈ ધમકાવે એ અયોગ્ય, તથા દેરાણી, જેઠાણીના વાદ કરે એ પણ અયોગ્ય. માટે બધાંએ સંપસંપીને પોતાનું ઘર સારી રીતે ચલાવવું. કપટી પડોશણો ઢોંગ કરી તમને લડાવવાનું કરેછે તે તમારા કળ્યામાં આવતું નથી, અને આવેછે તો તે ઉપર લક્ષ આપતાં નથી; પણ નક્કી સમજવું કે તેઓ તમને લડાવીને કોરાણે રહેશે પણ ટંટો પતાવવા નહિ આવે. કહેવતછે કે "ટાપશી કરે, પણ લાવશી કોઈ ન કરે." માટે તેવી દુષ્ટ પડોશણોના કહેવા ઉપર લક્ષ ન આપવું. લોકો કહેવત કહેછે તે તમે કેમ ભૂલી જાઓછો કે "એક સાસુ વગર સો સાસુઓ થાય'. માટે એવો કંકાસ કોઇ દિવસ કરવો નહિ.

સાસુવાળી અને સાસુ વગરની દેરાણી જેઠાણીઓ એક બીજીના ધણી આગળ ફરિયાદો કરેછે, તેથી તેઓમાં વિરોધ પડી અંટસ ઉત્પન્ન થાયછે એટલે તેઓ છૂટા પડેછે અને પોતાનાં માબાપને વૃદ્ધાવસ્થામાં રખડતાં મૂકી સુખી કરવાને બદલે દુખી કરેછે.

કોઈ પણ કુટુંબ, ગામ, શેહેર, કે દેશ સંપવિના. જલદીથી દુર્દશામાં આવી પડેછે, તેના દાખલા વારંવાર જોવામાં આવેછે. પ્રાચીન હિંદુરાજાઓએ ભરતખંડ પોતાના હાથમાંથી ખોયો તેનું કારણ શું? બીજું કાંઇજ નહિ પણ માંહેમાંહેની ફાટફૂટ, અદેખાઇ, ને અંટસ. તેમજ દુનિઆમાં સેંકડો કુટુંબો પાયમાલ થઇ ગયાં અને હજી થતાં જાયછે અને થતાં જશે, તે પણ સંપ નહિ હોવાને લીધેજ. સંપ વગર આબાદાની અને દોલત વધતી નથી એવું અનુભવી લોકો જે કહી ગયાછે તે ખોટું નથી. જે કુટુંબમાં, જે શેહેરમાં, અને જે મંડળીમાં તથા જે દેશમાં સંપ હોયછે, તે કુટુંબ, શેહેર, મંડળી અને દેશની મોટાઇ,

દોલત, મજબૂતાઈ, ને કીર્ત્તિ વધેછે. આપણા વિશાળ હિં-દુસ્તાન દેશ ઉપર સુકિમર ઇંગ્રેજો જે સાહેબી, સરદારી, અને મોટાઇ તથા રાજ્યપદ ભોગવેછે, તે તેમના એક સંપને લીધેજ. માટે આ વાત સર્વે વાંચનારે યાદ રાખવી કે તે-ઓ જો પોતાના કુટુંબમાં કલેશ અને કંકાસનાં બી રોપશે તો કદી સુખી થનાર નથી, પણ જો પરસ્પર સલાહ સંપ અને સંતોષથી રહેશે તો તેમની ચઢતી કળા થયા વિના રહેશે નહિ.

ઇસપનીતિની આ એક વાત ઘણી ધ્યાનમાં રા-ખવા જોગ છે. "એક ઘરડા ડોસાએ પોતાના સાત દીકરા જેઓ માંહોમાહે કુસંપથી વર્ત્તતા હતા, તેઓને પોતાની પાસે બોલાવી તેમના મોઢા આગળ લાકડીઓનો એક ભારો મૂકયો અને કહ્યું કે, મારા છોકરાઓ, તમારામાંથી વધારે જોરાવર કોણ છે કે તે આ લાકડીઓનો ભારો ભા-ગે? આ સાંભળી દરેક જણ તે ભાગવાને ઘણું ઘણું મ-થ્યા પણ કાંઇ વળ્યું નહિ. ત્યારે પેલા ડોસાએ ભારો છોડી નાંખી સઘળી લાકડીઓ છૂટી કરીને કહ્યું કે, આમાંથી છૂટી છૂટી લાકડીઓ લેઇ તમે દરેક જણ ભાગી શકોછો કે નહિ તે અજમાવો. પછી પેલા છોકરાંઓએ તુરત મંડી પડી સેહેજમાં તે લાકડીઓના કડકે કડકા કરી નાંખ્યા. આ વખતે પેલો ડોસો બોલ્યો કે, મારા વહાલા છોકરાઓ! આ ઉપરથી તમારે એક ઘણીજ અગ-ત્યની શિખામણ લેવાની છે. તે એ કે, જ્યારે આ લાક-ડીઓ સાથે બંધાએલી હતી ત્યારે તે તમે ભાગી શકયા નહિ; પણ છૂટી પાડયા પછી તમે તે સેહેલથી ભાગી શ-કયા. એજ પ્રમાણે તમે જો પરસ્પર પ્રીતિ રાખી એક સંપથી બંધાએલા રહેશો તો કોઇ પણ દુષ્મનની તાકાત નથી કે તમારૂં નામ સરખું પણ લે. પણ જો તમે કુસંપે

ચાલી છૂટા પડશો તો તમારા દુશ્મન સેહેજવારમાં તમારી સ્થિતિ છૂટી લાકડીઓ જેવી કરશે. આ ટૂંક બિનાથી તે છોકરાઓના મન ઉપર ઘણીજ અસર થઇ, અને તેઓ જીવ્યા ત્યાંસૂધી એકસંપથી રહી સુખી થયા."

માટે સર્વે શાણી સ્ત્રીઓએ યાદ રાખવું કે તમે જો તમારા કુટુંબનું ભલુ ઇચ્છતાં હો, તો તમારી સાસુ, વહુ, નણંદ, ભોજાઇ, દેરાણી, કે જેઠાણી સાથે કંકાસ કરી તમારા કુટુંબને વિખેરી નાંખશો નહિ. જે કુટુંબમાં કલેશે પોતાનું પગલું મૂક્યું તે કુટુંબની કદિ પણ સારી સ્થિતિ થનાર નથી એ વાત હમેશાં ધ્યાનમાં રાખી સંપીને ચાલવું, અને અમૂલ્ય આયુષ્યકાળ સુખમાં ગાળવો.

---

## ધણીધણીઆણીનો સંબંધ તથા તેમની ફરજો.

આ દુનિઆની અંદર માબાપ, ભાઇભાંડુ, સાસુ, નણંદ, ભોજાઇ, તથા દેરાણી જેઠાણી વગેરે કરતાં સ્ત્રી પુરૂષ એટલે ધણીધણીઆણીનો સંબંધ ઘણો નિકટનો અને વિચાર કરવા જોગ છે. આપણા લોકો સ્ત્રીઓને કશી લેખામાં ગણતા નથી, પણ હરેક રીતે તેમની કને વેઠ જેવાં કામો કરાવી લુંડી માફક ગણી કાઢેછે; પણ તે છેક તેવી નથી. ઇશ્વરનો હૂકમ પુરૂષે સ્ત્રી પ્રતિ એવી વર્તણુક ચલાવવાનો નહિ, પણ બંનેએ એક સરખા ભાવથી ચાલવાનો લાગેછે. ધણીધણીઆણીનો સંબંધ કેવો છે, તથા તેમની શી શી ફરજો છે તે વિષે વિસ્તારથી લખતાં મોટા ગ્રંથ થાય માટે સંક્ષેપમાં મુખ્ય મુખ્ય વાતો અત્રે જણાવુંછું.

ધણી ધણીઆણીનો સંબંધ કેટલો તથા કેવો બંધાય-

છે, તે વિષે લગ્નક્રિયા વખતે ઘણું કહેવામાં આવેછે. પણ ઘણીજ દિલગીરીની વાત છે કે આપણા પ્રાંતમાં બાળલગ્નના બુરા ચાલથી વર કન્યાએ પ્રતિજ્ઞા કરી બોલવાનુંછે, તે તેઓ અભણ તથા અજ્ઞાન હોવાને લીધે બોલી કે સમજી શકતાં નથી તેમજ કાળા અક્ષરને કૂટી મારી ટકા છોડાવનાર ગોર લોકો, પોતે શું બક્યા તે પંડેજ નહિ સમજવાથી વર કન્યાને સમજાવી શકતા નથી; આથી પરણનાર બાળકો, કે જે આગળ ઉપર સ્ત્રી પુરૂષ થવાનાંછે તે તેમાંનું કશું જાણી શકતાં નથી; અને પરંપરાગત ચાલ પ્રમાણે પોતાની વર્ત્તણુક ચલાવ્યાં જાયછે. લગ્નક્રિયા વખતે જે $અશુદ્ધ અને અર્થ સમજ્યા વગરની સંસ્કૃત ભાષા વપરાયછે તેના કરતાં ગૂજરાતી વગેરે પોતાની સ્વભાષા વાપરવામાં આવે તો ઘણું સારૂં, કે જેથી બધાં સમજે કે શું શું કહેવાયછે.

"સ્ત્રી" એ પુરૂષના ખરેખરા મિત્ર જેવી છે, અને તે બંનેએ તેવાજ ભાવથી ચાલવું જોઈએ. આ બાબતને મળતો લગ્નક્રિયામાં સપ્તપદી વખતે વરને એક મંત્ર બોલવાનો છે તે નીચે પ્રમાણે—

सखासप्तपदी....भव सख्यं ते गमेयं सख्यंते - मा-योषा सख्यं ते मायोष्टया:

ભાવાર્થ. હે સપ્તપદી કરનારી (સ્ત્રી) તું મારો મિત્ર થા, અને હું તારી મિત્રતાનો અનુભવ લઉં. તારી મિત્રતા કોઇ સ્ત્રીઓ તોડાવે નહિ, પણ તારી મિત્રતા મારી સાથે જોડાવો. મતલબ કે હું તને લુંડીની પેઠે નહિ, પણ મારા ખરા મિત્ર જેવી જાણીશ. અને તારા જેવી દોસ્તી હું કોઈ સાથે નહિ રાખું.

વળી બીજા એક ગ્રંથમાં મિત્રો ગણાવ્યાછે, તેમાં

---

$વાપરવામાં.

સ્ત્રી એ પુરૂષના મિત્ર સમાનછે એમ કહેલું છે.

विद्यामित्रंप्रवासेषु, भार्यामित्रंगृहेषुच;
व्याधि तस्यौषधंमित्रं, धर्मोमित्रंमृतस्यच.

ભાવાર્થ. મુસાફરીના સમયમાં પાસે જો વિદ્યા હોય તો તે એક મિત્ર ગણાયછે, **ઘરમાં (પોતાની) સ્ત્રી મિત્ર ગણાયછે**, રોગીને ઔષધ મિત્ર છે, અને મરણ પામેલાને ધર્મ તે મિત્ર છે.

આ સિવાય ઘણે ઠેકાણે, સ્ત્રી પુરૂષ બંને મિત્ર છે એમ કહેલુંછે, અને વિચાર કરતાં પણ માલૂમ પડેછે, કે તે કહેવું ખરેખરૂં છે, તથા તે પ્રમાણે ચાલવું જોઈએ. સ્ત્રી પુરૂષ એક બીજા સાથે મિત્રતાથી વર્ત્તે તો કેવાં સુખી થાય તેનો દાખલો આપણાદેશમાં આવેલા પરદેશીઓ પરથી જુવો.

ધણી ધણીઆણી બંનેને આખો ભવ એકઠાં રહી ગાળવાનોછે, માટે તેમણે સ્નેહયુક્ત સદ્ગુણી મિત્ર પ્રમાણે ચાલવાની ઘણી જરૂર છે. સન્મિત્રો એક બીજાને સુખને વખતે ગમ્મત, અને દુઃખને વખતે હિંમત આપેછે અને સલાહ સંપથી તથા સદાચરણથી ચાલેછે; નીતિ તથા ઈશ્વરભક્તિ વિષે પરસ્પર બોધ કરેછે તથા તે પ્રમાણે વર્ત્તેછે; એક બીજાનું રૂડું ઇચ્છેછે તથા સુખ દુઃખમાં ભાગ લેવાને તત્પર રહેછે; વગેરે સારી વર્ત્તણુક રાખી હમેશાં સલાહ સંપથી તથા એક મનથી ચાલેછે. તેજ પ્રમાણે ધણી ધણીઆણી કે જેઓ સઘળા મિત્રોમાં પેહેલી પાયરીના અને અવશ્યના મિત્રો છે તેમણે વર્ત્તવું જોઇએ.

પુરૂષે પોતાની સ્ત્રીને સારો વિદ્યાભ્યાસ કરાવી જ્ઞાની કરવી, ધંધા રોજગારથી ધન ઉપાર્જન કરી તેનું રક્ષણ કરવું, તેને સદુપદેશ કરવો, બધી જાતનાં સંસારસુખથી તેને સંતુષ્ટ રાખવી, અને પોતે સારી ચાલ ચાલી સ્ત્રીને તે

પ્રમાણે ચલાવવાને કોશીશ કરવી. તેમજ સ્ત્રીએ પોતાનો પતિ જે રૂડી શિખામણ દે તે ઉપર પૂર્ણ લક્ષ આપવું, તથા તે જે પૈસા પેદા કરી લાવે તેનો યથાઘટિત ઉપયોગ કરવો, અને જે ખરચ કરવું તેનો ચોખ્ખો હિસાબ રાખવો. એકંદરે બંનેએ ઐક્યતાથી વર્તી સંસારસુખ ભોગવું અને આલોક તથા પરલોકમાં કોઇ પ્રકારની પીડા ભોગવવી પડે નહિ તેવો વ્યવહાર રાખવો.

વળી સ્ત્રી પુરૂષ બંનેએ પોતાનાં સગાં વહાલાં અને પડોશી સાથે હળીમળીને ચાલવું, વહેવાર ચોખ્ખો રાખવો, આવ્યા ગયાની આગતા સ્વાગતા કરવી, એક બીજાનો ગુનો થાય તો ક્ષમા રાખી માફ કરવો, પોતાની શક્તિ મુજબ પરોપકાર કરવો તથા પાત્ર જોઈ પુન્યદાન કરવું, અને હમેશાં એક બીજાપર ખરા મનથી હેત વાહલ રાખી ચાલવું.

માબાપ તરીકે તેમની ફરજછે કે પોતાનાં બાળકોને સુવિદ્યાની કેળવણી આપી સદ્‌ગુણી, સદાચરણી, અને સારા સ્વભાવનાં કરવાં. નુકસાનકારી રમતો તેમને રમવા દેવી નહિ તથા નઠારી સોબતથી દૂર રાખવાં; તેમની આરોગ્યતા વિષે પુષ્કળ કાળજી રાખવી, તથા કરસત કરાવી તેમના બદનનો બાંધો મજબૂત રહે તેમ કરવું; ખોટી મોટાઇ તથા લાહાવાથી ફૂલાઇ અને અંજાઇ જઇ તેમનાં બાળલગ્ન ન કરવાં; સ્ત્રી પુરૂષના શા ધર્મ છે તેથી તેમને વાકેફ કરવાં, કેમકે આગળ તે બાબતની તેમને ઘણી જરૂર છે. છોકરાં ઉમર લાયક થયે તેમનાં જોડાંને સારી સારી વાતચીત કરતાં તથા બીજી તરેહનાં નિર્દોષ સુખ ભોગવતાં આડે આવવું નહિ પણ જેમ બને તેમ એક બીજા ઉપર તેમને સત્ય અને દૃઢ પ્રેમભાવ થાય તેવી દરેક જોગવાઇ કરી આપવી. વગરે ઘણી ઘણીઆણીની ઘણી ફરજો છે તે ઉપર લક્ષ આપી વહેમી,

હલકા, અને નુકસાનકારી ચાલ તથા વિચારોથી દૂર રહેવું. એટલુંજ નહિ, પણ પોતાના સંબંધનાં માણસોને પણ તેઓ સુખી થાય એવી વર્ત્તણુંક ચલાવવાને બોધ કરવો. આ સઘળાનો સાર એજ છે કે, અરસ્પરસ સંપથી અને મિત્રભાવથી વર્ત્તવું, અને છોકરાં સુધરી તથા સુખી થઇ પોતાના જેવાં થાય તેમ કરવું.

## સ્ત્રી પોતાના ભરથારનો પ્યાર કેમ મેળવી શકે?

ઉપલા વિષયમાં ધણી ધણીઆણીનો સંબંધ તથા તેમની ફરજો બતાવી, પણ જો તે બંને એક બીજાપર પ્યાર અને હેત રાખતાં હોય તોજ તે પ્રમાણે ચાલી શકે. માટે પ્રથમ સ્ત્રીપુરૂષે એક બીજાનો પ્યાર મેળવવો. જો સ્ત્રી ભરથાર વચ્ચે સંપ હોતો નથી, એટલે જે ધણી ધણીઆણીને બનતું નથી તેવી સ્ત્રી પોતાના પતિને વશ કરવાને (તેનો પ્યાર મેળવવાને) અનેક તરેહના વહેમી ઇલાજો કરેછે, પણ તે નિષ્ફળ જાયછે. ધુતારા અને છુમંતરીઆ જતી વગેરે ઠગારા અને તેમની ભાવિક ભકતાણીઓ ઘણી દીઠામાં આવેછે, પણ ઠગવિદ્યા સિવાય બીજું કશું તેની અંદર નથી. માટે તેવા સર્વે ઢોંગ અને વહેમ દૂર કરી, વિનયયુક્ત ભાપણથી પોતાના અંતઃકરણનો ખરો પ્યાર બતાવી પતિને વશ કરવો (પ્યાર મેળવવો) એના જેવો બીજો અન્ય ઉપાય નથી.

દુનિઆદારીની રીત છે કે, પ્રીતિ આપ લે કર્યા સિવાય વધતી નથી. માટે પ્રથમ પોતે પતિપર ખરો પ્યાર અને મમતા રાખવી, તો તે તમારા ઉપર પ્યાર અને મમત રાખ્યા સિવાય રહેનાર નથી. જંગલમાં વસનારાં ક્રૂર

પ્રાણીઓ પણ પ્યારથી વશ થાયછે, તો માણસે માણસનો પ્યાર મેળવવો એ કાંઇ બહુ અઘરી વાત નથી. ઘાતકી અને ક્રૂર ભયાનક રીંછને મદારી લોકો વશ કરી પોતાની મરજી મુજબ નચાવે કૂદાવેછે, તથા ઘણી જાતના ખેલ તેની પાસે કરાવેછે તે શાથી? બીજા કશાથી નહિ, પણ તેના ઉપર તે મદારીના પ્યારથીજ. પ્યાર અને હેતની અસર અજાએબ જેવી રીતે પ્રાણી માત્ર ઉપર થાયછે. દુનિઆની અંદર પ્યાર અને હેત જેવી જોરાવર વસ્તુ બીજી ભાગ્યેજ હશે.

જ્યારે પ્યાર અને હેતથી જંગલનાં ક્રૂર પ્રાણીઓ વશ થાયછે તો જેને વિવેકબુદ્ધિ છે એવો પુરૂષ કેમ વશ ના થાય? તેનો સ્વભાવ ગમે તેવો ખરાબ કે ગરમ હશે તો-પણ જંગલી જનાવરો જેવો નહિ હોય. માટે તેનો પ્યાર જો તમે મેળવવાને ચહાશો તો ખરા હેતભાવ અને મી-ઠાશથી થોડા દિવસમાં મેળવી શકશો. પતિને વશ કરવાનું ઔષધ બીજા લાખો રૂપિઆ ખરચે મળવાનું નથી, પણ પ્યાર અને હેત એજ મોટું ઔષધ છે. તમે બે ચાર મ-હિના એક સરખો ખરો પ્યાર તથા હેત તમારા ભરથારપર રા-ખીને પછી જુઓ કે તે તમારા ઉપર પ્યાર કેમ રાખતો નથી? તે તમને કશાયમાં લેખ્યા સિવાય ફરતો હશે, તોપણ તમે જો તેના ઉપર ખરો પ્યાર અને હેત રાખશો તો થોડા દહાડામાં તમને મા-લૂમ પડશે કે તે તમારે વશ થયોછે. (મતલબ કે તમારા પર પ્યાર રાખેછે.) કદાચ તમે ઝાઝાં ખૂબસુરત નહિ હશો, તો તેની કાંઇ ચિંતા નથી. કેમકે પ્યાર આંધળો કહેવાયછે, એટલે તે ખૂબસુરતી કે બદસુરતી જોઈ શકતો નથી. તમે તમા-રા ભરથારને ખરાં અંતઃકરણથી ચાહો; તેની તબીયત બ-ગડે તો ચાકરી કરવામાં તૈયાર રહો, અને સુખાકારીના વખતમાં તેનું મન પ્યારનાં મધુર વચનો બોલી ખુશીથી

ભરો. આવો પ્યાર થોડા દિવસ રાખીને તમે જુઓ તો માલૂમ પડશે કે તે તમારાપર પૂર્ણ પ્યાર રાખેછે. તેનો સ્વભાવ ગરમ હોય તો થોડા દિવ તે સહન કરો, એટલે પાછળથી તેમ કરવાની જરૂર રહેશે નહિ. એકવાર તે તમારે વંશ થયો (મતલબ કે તમારા પર પ્યાર કીધો) તો પછી તે ગરમ સ્વભાવ રાખી શકવાનો નથી. માટે પતિનો પ્યાર મેળવવાનું દુનિઆમાં સૌથી મોટું સાધન વિનયયુક્ત નમ્ર ભાષણ, હેત, અને મોહોબત છે, એ ખૂબ યાદ રાખવું. એ વિષે કવિ દલપતરામ કહેછે કે—

### મનહરછંદ.

"સ્વામી વશ થતો નથી સોળ શણગાર સજે,
સ્વામી વશ થતો નથી અંગ તણા રંગથી;
સ્વામી વશ થતો નથી પીયરના પૈસા થકી,
સ્વામી વશ થતો નથી સદા અંગસંગથી;
સ્વામી વશ થતો નથી પુત્રનો પ્રસવ થયે,
સ્વામી વશ થતો નથી ધૂર્ત્ત જેવા ઢંગથી;
કામનીને વશ કંથ થાય, દલપત્ત કહે,
પ્રેમ ઊર આણી પાળ્યે આગના ઉમંગથી."
"જ્ઞાનીને તો કરે વશ જ્ઞાનની ગાથાઓ ગાઈ,
માનીને તો કરે વશ નિત્ય નમ્રતાઇથી;
કૃપણને કરે વશ કરીને કસર કાંઇ,
ક્રોધીને તો કરે વશ ખામુખા ક્ષમાઇથી;
મૂરખને કરે વશ મીઠી મીઠી વાતો કહી,
ફૂલણને કરે વશ ફૂલાવી ફૂલાઈથી;
કહે દલપતરામ કામની ચતુર,
કંથ ચતુરને વશ કરે ચિત્ત ચતુરાઈથી."

# બાળરક્ષણવિધિ.

છોકરૂં જન્મે ત્યારથી તેને ઉછેરી મોટું કરવાની રીતને બાળરક્ષણવિધિ કહેછે. આ બાબત વિષે જાણવું ઘણું અવશ્યનું છે, કેમકે જે બાળક છે તેજ આગળ ઉપર મોટાં સ્ત્રી પુરૂષ થવનાંછે. બાળકને ઉછેરવાનું કામ સ્ત્રીનું છે; કેમકે તે જન્મે ત્યારથી સમજણું થાય ત્યાંસૂધી તેને પોતાની માની પાસે રહેવું પડેછે. માટે તે બાબતથી એટલે બાળકને ઉછેરવાની રીતથી સ્ત્રીઓએ સંપૂર્ણ રીતે વાકેફ થવું જોઇએ.

બાળક ધાવતું હોય ત્યાંસૂધી માએ કોઇપણ ભારે પદાર્થ ખાવો નહિ, કેમકે તેથી તેને (બાળકને) રોગ થાયછે, અને વખતે વરાધ કે એવો બીજો કોઇ રોગ થાય તો મરી પણ જાયછે; માટે નાના બાળકની માએ ખાવા પીવામાં ખૂબ સાવચેતી રાખવી. વળી છોકરૂં માંદું પડે તો ઓસડ વેસડ તેના ગજાપ્રમાણે કરવું, પણ કંટાળીને કે કોઈ ઊંટવૈદ્યના કહેવાથી તેનાથી ખમી શકાય નહિ તેવું ઓસડ કરવું નહિ; કેમકે તેથી વખતે બાળકના જીવનું જોખમ થાયછે. નાના બાળકને ઝાઝા રેચ પણ આપવા નહિ, કારણ કે તેથી તે લેવાઇ જાયછે. જો રેચ આપવાની જરૂર પડે તો રેવંચીના શીરાનો અગર ઠંડા દીવલનો* હલકો અને ખમી શકે તેવો આપવો.

---

* એ દીવેલ કાઢવાની રીત એવીછે કે, પ્રથમ એરંડાને જરા શેકી તેનાં ફોતરાં કાઢી નાંખી ગોળાને ખૂબ કચરીને લોચો કરી નાંખવો. પછી તે લોચાને તપેલાની અંદર પુષ્કળ પાણી ભરી તેમાં નાંખી પાણીને ઉકાળવું એટલે કૂચા વગેરે કચરો નીચે બેસશે અને ચોખ્ખું એરંડીઊં ઉપર તરી આવશે તે ઉતારી લેઇ ભરી મૂકવું.

છોકરાંને ઉઘાડાં ફેરવવાં નહિ, પણ ગરમ કપડાં પહેરાવી રાખવાં, તથા દિવસમાં દરરોજ સાફ ચોળીને નવરાવવાં. લગભગ આઠ મહિનાનું થાય ત્યાંસૂધી તેને અનાજ ખાતાં શીખવવું નહિ પણ ધાવણ ઉપરજ રાખવું જોઈએ. કેમકે જો વહેલું ખાતાં શીખે તો તેનું પેટ મોટું થઈ બીજાં અંગ ગળી જાયછે. ઘણો શ્રમ કરવાથી તથા ઘણીવાર તાપમાં રહ્યાથી ધાવણમાં વિકાર થાયછે, અને તેવું ધાવણ ધાવનાર બાળક માંદું થાયછે, માટે તેની સંભાળ રાખવી.

કેટલીક સ્ત્રીઓ છોકરૂં રોતું હોય કે ઊંઘતું ન હોય તો અફીણની ગોળીઓ રોજ સાંજ સવાર ખવરાવેછે, પણ તે રીત તેના (બાળકના) શરીરને ઘણી હાનીકારક છે; કેમકે અફીણ મોટા મોટા પુરૂષોનાં શરીર ખરાબ કરેછે, તો નાના બાળકનું શરીર ખરાબ કરે તેમાં શી નવાઈ? માટે છોકરાંને ગોળી અગર બીજો કોઇ કેફ કરાવવો નહિ. કેટલીક સ્ત્રીઓ કામકાજના લોભમાં બાળકને ઘણું રોવરાવેછે, તથા પૂરૂં ધવરાવતી નથી તેથી બાળકનું ગળું પડેછે; અને ઉનાળાના દિવસ હોય તો સૂકગળું પડવાથી છોકરૂં ગળી ગળીને મરી જાયછે. માટે તેને ધવરાવવા વગેરેની સાવચેતી રાખવી. બાળકનું ગળું પડેછે તો કેટલીક સ્ત્રીઓ તેને ડામ દેવરાવેછે પણ તે ભયંકર અને નિર્દય [1]ચાલ છે. નસ ચોળાવી હોય તો ઘણુંકરીને ગળું ઠેકાણે આવેછે, કેમકે ઝાઝું કુદાડવાથી અગર રોવા વગેરે બીજાં કારણથી નસ તણાય તોજ ગળું પડેછે; છોકરૂં ઝાઝું અઘે અને નાંખે તે ગળું પડયા નીનીશાની છે; પણ દાંત આવતા હોય અને એવી રીતે અઘે નાંખે તો ગળાના ઉપાય કરવા નહિ.

નાના બાળકની આંખો પણ ઘણી [2]આવેછે, માટે

---

૧ આ ચાલ કાઠીઆવાડમાં ઘણો છે. ૨ આંખે દુઃખ થાયછે.

તેનું ઓસડ કરવામાં તૈયાર રહેવું. કેમકે જો નાનપણ-થીજ આંખો ખરાબ થઇતો મોટપણે ઘણી હરકત પડવાની. એ ઓસડ તેના ગજા પ્રમાણે કરવાં, પણ કોઇ પદાર્થનાં ભરણ ભરાવવાં નહિ, કેમકે તે આંખોનું તેજ બાળી મૂકેછે. એને માટે ટાઢી મેશ અગર કસાંજન ૧ વગેરે આંજવું કે બીજું કંઈ બાંધવું. મતલબ કે બાળકથી ખમી શકાય, અને આંખોને આરામ થાય તેવાં ઔષધ કરવાં.

બાળકને રઝળતું મૂકવાથી તે માટી ધૂળ વગેરે ખાયછે અને તેથી તેના પેટમાં બિગાડ થઇ તે ડબરા જેવું થઇ જાયછે, માટે તેને સારી પેઠે સાચવવું.

બાળકને બોલતાં શીખવતી વખતે લાડથી અશુદ્ધ ઉચ્ચાર કરાવવાનો ચાલ નુકસાનકારક છે. કેમકે નાનપણથી અશુદ્ધ ઉચ્ચાર કરવાની ટેવ તેને પડેછે, તો પછી મો-ટપણે પણ તેનીતેજ ટેવ રહેછે. "લાડુ"ને બદલે "નાડુ" 'તારે' ને બદલે 'ટારે', 'મારે' ને બદલે 'માડે' 'સોળ' ને બદલે 'હોર', વગેરે અશુદ્ધ અને બોબડા તોતડા બોલ કે-ટલાક મોટા માણસો બોલેછે તે નાનપણમાં માબાપે અશુદ્ધ બોલતાં શીખવ્યાથીજ. નાનપણમાં બાળકને શુદ્ધ બોલતાં ન આવડે એ વાત સાચી છે, પણ જેમ જેમ તે મોટું થાય તેમ તેમ તેના ઉચ્ચાર સુધારવા જોઈએ. આ કામ માનું છે.

ચાલતાં શીખવવાની બાબતમાં પણ કેટલીક ગફલત થાયછે. ઘણી સ્ત્રીઓ પોતાંનું બાળક ચાલવા જેવડું થયું નહોય તે પેહેલાં, લાકડાની ઊભી ગાડી કરાવી તેણે બઝાડી ચલાવેછે, પણ તેથી ઉતાવળ પુણેછે; કેમકે બાળકના પગ બરાબર ઠર્યા સિવાય ચાલતાં શીખવવાથી તે રાંટું થાયછે. જે બાળક મોટું થાય તોપણ ચાલતાં શીખે નહિ, તેને

---

૧ કાંસાકૂટનો ભૂકો.

માટે તેવી ગાડી કામની છે. પણ સ્વાભાવિક રીતે ચાલતાં શીખે એવા બાળકને ગાડીનો ઉપયોગ કરાવ્યાથી નફાને બદલે નુકસાન થાયછે.

જે બાળકની માને ધાવણ બરાબર આવતું ના હોય તેને ધવરાવવા સારૂ ગૃહસ્થ લોકો ધાવ રાખેછે. એવી ધાવ રાખવામાં પણ બહુ વિચાર કરવાનો છે. કેવા ગુણ-વાળી ધાવ રાખવી અને કેવીને ના રાખવી એ વિષે **'ભાવ પ્રકાશ'** નામના વૈદક ગ્રંથમાં એવું કહેલું છે કે—

सुवर्णामध्यवयसंसच्छीलांमुदितांसदा ।
शुद्धदुग्धांबहुक्षीरांकुलीनामतिवत्सलाम् ॥
स्वाधीनामल्पसंतुष्टांनिजपुत्रद्दशंशिशौ ॥

**ભાવાર્થ.**-જેના શરીરનો વર્ણ-રંગ-સારો હોય તેવી, મધ્યમ વયની, સુશીલ, સદા આનંદમાં રહેનારી, ચોખ્ખા તથા ઘણા દૂધ-ધાવણ-વાળી, સારા કુળની, બાળક ઉપર ઘણો સ્નેહ રાખનારી, સ્વાધીન, થોડામાં સંતુષ્ટ થનારી, અને તેને સોંપેલા બાળકને પોતાના પુત્ર સમાન ગણનારી એવી ધાવ રાખવી. પણ—

शोकाकुलागर्भिणीचकृशाव्याधिमतीसदा ।
अत्युच्चानितरांनीचास्थुलापथ्याविवर्जिता ॥
एतासांस्तन्यपानेनशिशुर्भवतिसामयः ॥

નિરંતર શોચ કરનારી, ગર્ભવાળી, દુબળી, સદા રોગીલી, ઘણી ઊંચી તથા ઘણી નીચી, બહુ જાડી, અને પથ્ય ન પાળનારી એટલે ખાવા પીવામાં વિચાર વિનાની એવી ધાવ રાખવી નહિ, કારણકે એવીને ધાવવાથી બાળક રોગી થાય છે.

ધાવ રાખી શકે એવી સ્થિતિ જેની ના હોય અને ધાવણ બરાબર અથવા બિલકુલ આવતું ના હોય તેવી માતાએ પોતાના બાળકને દૂધ પાવાની ટેવ પાડવી; એને માટે વિલાયતી શીશીઓ રબરની નળી સાથેની આવેછે તે વાપરવી ઠીક પડે છે. પણ એ શીશીને તથા નળીને બરાબર સ્વચ્છ રાખવાં જોઇએ. ગામડાની કટલીક સ્ત્રીઓ ચામડાની નાની નળી બકરીના આંચળ જેવી નીચેથી ઝીણા છિદ્રવાળી કરાવેછે અને તેમાં દૂધ ભરી તેણે બાળકને ધવડાવે છે. જે બાળકની મા મરી જાય તેને એ રીતે દૂધ પાઇ મોટું કરી શકાય છે.

બાળકને પાવાનું દૂધ બરાબર ચોખ્ખું અને હલકું હોય તેવું વાપરવું. ભાવપ્રકાશમાં એ વિષે નીચે પ્રચાણે સૂચના છે.-

क्षीरसात्म्यतयाक्षीरमाजगव्यमथापिवा ।

दद्यादास्तन्यपर्याप्तेर्बालेभ्योवीक्षमात्रया ॥

**ભાવાર્થ.**—દૂધની બાળકની સાથેજ ઉત્પત્તિ હોવાથી જ્યાંસૂધી બાળક દૂધ પાવા જેવું હોય ત્યાંસૂધી તેને બકરી અથવા ગાયનું દૂધ સદી શકે તેટલું થોડું થોડું વિચારથી પાવું.

અંગ્રેજી વૈદક શાસ્ત્રનો પણ ઉપરના જેવોજ અભિપ્રાય છે. દાકતરોના મત પ્રમાણે ગધેડીનું દૂધ સૌથી હલકું અને નાના બાળકને પાવા લાયક તથા પચી શકે એવું છે. અને ગધેડીનું દૂધ ના મળેતો પછી બકરીનું અને તે પણ ના મળે તો પછી ગાયનું દૂધ પાવું. ભેંસનું દૂધ ઘણું ભારે છે એટલે જલદી પચી શકતું નથી માટે નાના બાળકને તે દૂધ બને ત્યાંસૂધી પાવું નહિ; અને ના ચાલે પાવું પડે તો તેમાં થોડુંક પાણી રેડી પાવું. કેટલાંક બૈરાં દૂધને ઉનું કરી તે ઉપરની બેચાર તરો કાઢી નાંખી પછી તે દૂધ પાય છે, પણ તે ભારે પડવાનો સંભવ છે.

વળી કેટલીક સ્ત્રીઓને પુષ્કળ ધાવણ આવે છે પણ તે એવું રોગીષ્ટ હોય છે કે બાળકને બિલકુલ સદતું નથી અને તે ધાવવાથી બાળક દિવસે દિવસે લેવાતું જાય છે તથા આખરે મરી પણ જાય છે. બાળક રોજ માંદુ રહે અને ઓસડ કરવા છતાં પણ સારૂં થાય નહિ તો તેની માના ધાવણમાં બિગાડ છે એમ સમજવું. એવી માએ પોતાના બાળકને ધવરાવવું નહિ પણ તેને ધવરાવવા ધાવ રાખવી અથવા દૂધ પાવું, અને પોતાનું ધાવણ સુધારવા માટે યોગ્ય ઓસડ કરવું. એ ઓસડ કોઇ ઊંટવૈદનું કરવું નહિ પણ જે સારો ભણેલો અને અનુભવી હોય તેનું કરવું. **ભાવપ્રકાશમાં** વૈદ્યનાં લક્ષણ નીચે પ્રમાણે કહ્યાં છે.—

प्रत्युत्पन्नमतिर्धीमान्व्यवसायीप्रियंवदः ।

सत्यधर्मपरोयश्चवैद्यइदृक्प्रशस्यते ॥

ભાવાર્થ–વખતસર જેને રોગ તથા ઉપાય સૂજે, જે બુદ્ધિમાન્, ઉદ્યોગી, મધુર બોલનારો હોય, એવો વૈદ્ય વખાણવા યોગ્ય છે.

વળી શ્રી લોલિમ્બરરાજકૃત **વૈદ્યજીવન** નામના ગ્રંથમાં કહ્યું છે કે—

गुरोरधीताखिलवैद्यविद्यःपीयूषपाणिःकुशलःक्रियासु ।

गतस्पृहोधैर्यधरःकृपालुःशुद्धोऽधिकारीभिषगीदृशःस्यात्॥

ભાવાર્થ.—જે ગુરૂ પાસેથી બધી વૈદ્યવિદ્યા શિખેલો, જેને હાથે જશ હોય તેવો, ક્રિયામાં કુશળ, લોભ વિનાનો, ધીરજવાળો, કૃપાળુ, અને જેનું અંતઃકરણ શુદ્ધ હોય એવો વૈદ્ય ઔષધ આપવાને અધિકારીછે.

ઉપર પ્રમાણે ગુણવાળા વૈદ્યની તપાસ કરી તેની દવા એક નિષ્ટાથી કરવી અને ધાવણ બરાબર નિરોગી થાય ત્યારેજ બાળકને ધવરાવવું.

એ પ્રમાણે નાના બાળકને ધવરાવતાં જ્યારે તે લગભગ આઠ માસનું થાય ત્યારે તેને જરાજરા અંન ખવરાવવાની તજવીજ કરવી. **ભાવપ્રકાશમાં** પણ કહ્યું છે કે—

यथोक्तविधिनाबालंमासिषष्टेऽष्टमेऽपिच्च ।

अन्नंसंप्राशयेत्किंचित्ततस्तद्वर्धयन्क्रमात् ॥

ભાવાર્થ.—બાળકને છઠ્ઠે અથવા આઠમે માસે ઘટતી રીતે કંઇક અન્ન ચટાડવું, તે પછી થોડે થોડે વધારતાં ખવરાવતા જવું.

આ સિવાય નાના બાળકને ઉછેરવાની માતાઓએ જાણવાજોગ નીચે પ્રમાણે કેટલીક અગત્યની સૂચનાઓ **ભાવપ્રકાશમાં** છે.—

नाकृष्यस्थापयेत्क्रोडेनाक्षिप्रंशयनेक्षिपेत् ।

रोदयेन्नक्वचित्कार्योविधिमावश्यकंविना ॥

બાળકને ખેંચી છાતી સાથે લેવું નહિ, ઉતાવળથી પથારીમાં નાંખવું નહિ, અને અગત્યના કારણવિના તેને કદિપણ રોવરાવવું નહિ. વળી—

बालमंकेसुखंदध्यान्नचैनंतर्जयेत्क्वचित् ।

सहसाबोधयेन्नैवनायोग्यमुपवेशयेत् ॥

तच्चित्तमनुवर्तेतेतंसदैवानुमोदयेत् ।

निम्नोच्चस्थानतश्चापिरक्षेब्दालंप्रयत्नतः ॥

अभ्यंगोद्वर्तनंस्नानंनेत्रयोरंजनंतथा ।

वसनंमृदुंयत्तच्चपथ्यान्येतानिसर्वथा.

બાળકને સુખ થાય તેવી રીતે ખોળામાં લેવું, કદિપણ તરછોડવું નહિ, એકદમ જગાડવું નહિ, અને અયોગ્ય સ્થાને બેસાડવું નહિ. તેના ચિત્તને અનુસરવું, સદા રાજી રાખવું,

તથા નીચા ઊંચા ઠેકાણાથી કાળજીથી તેને સાચવવું. વળી તેને તેલ ચોળવું, શરીર ચોળી નવરાવવું, આંખમાં મેશ આંજવી, અને ઋતુ પ્રમાણે જોઈએ તેવાં અને સુંવાળાં લૂગડાં પહેરાવવાં, એ બાળકને ઘણું રૂચતું અને જરૂરનું છે વળી સુશ્રુત નામના વૈદક ગ્રંથમાં પણ કહેલું છે કે—

नाशुचौविसृजेब्दालंनाकाशेविषमेनच ।

नोष्ममारुतवर्षेषुरजोधूमोदकेषुच ॥

બાળકને ગંદા ઠેકાણે રહેવા દેવું નહિ, ઊંચે ઉછાળવું નહિ, વિષમ સ્થાને બેસાડવું નહિ, તેમ ઉનો પવન, વરસાદ. ધૂળ, ધૂમાડો તથા પાણીમાં તેને રહેવા દેવું નહિ.

છોકરૂં પાંચ વર્ષનું એટલે જરાતરા સમજણું થાય ત્યાંસૂધી એવી ઘણી રીતે તેને જાળવવાનું છે, પણ ત્યારપછી તેની સાચવણી જૂદી રીતે કરવાનીછે. એટલે અત્યાર સૂધી એકલા તેના શરીરની સાચવણી થતી, તે હવેથી શરીર અને મન બંનેની સાચવણી કરવાની છે. હવેતેના મગજમાં સારા સારા વિચારો ઠસાવી તેને સુધારવાનુંછે. નાનપણથીજ જો તેને સારી વાતોની અસર થાય તો મોટપણે તે સારૂં નીવડેછે, અને નઠારી વાતોની અસર થાય તો નઠારૂં નીવડેછે.

પાંચવર્ષનું છોકરૂં થાય ત્યાંસૂધી તેને ઉછેરવાનું કામ તે બાબતમાં કેટલીક માહિતગાર સ્ત્રીઓ કરી શકેછે; તોપણ બાળલગ્નથી તેમ કરવામાં ઘણી હરકત પહોંચેછે. શાથી કે નાની ઉમરમાં છોકરૂં થાય તે વખતે તેની મા પોતેજ બાળકના જેવી હોય, તો તે બીજા બાળકને શું સાચવી શકે ! એવી ઘણી બાળમાતાઓ બાળરક્ષણવિધિથી ઉલટી ચાલેછે, તેથી ઘણાં બાળકના જીવની ખુવારી થાય છે; એમ છતાં જે બચ્યાં તેમને જાળવવાં એ કામ તો વળી ઉપર બતાવ્યા પ્રમાણે ઘણુંજ મુશ્કેલ છે, અને તેને માટે કેળવણીની ઘણી જરૂર-

છે. એટલે મા જો સારી શીખેલી તથા વિચારવાન્ હોય તોજ છોકરાં તેવાં થાય. માટે દરેક સ્ત્રીએ પ્રથમ વિદ્યાભ્યાસ કરવો, તથા સ્ત્રીધર્મ જાણવા કે જેથી બાળકને સુધારવામાં હરકત પડે નહિ.

બાળક જરા સમજણું થાય એટલે તેની આગળ નીતિની તથા મીઠી મીઠી વાતો કરવી કે જે સાંભળીને તે પણ તેવું બોલતાં શીખે. નાનપણમાં જે કાલું બોલતાં શીખ્યું હોય તેને શુદ્ધ બોલાવવાનો વખત પણ આજ છે. આ વખત તેને જેવું બોલતાં શીખવે છે, તે બરાબર આવડે છે. કેમકે તે માના બોલવા પર પૂર્ણ લક્ષ આપતું થાય છે, અને મા જેવું બોલે તેવું પોતે બોલતાં શીખેછે. જે છોકરૂં નાનપણથીજ નમ્રતાનાં મધુર વચનો સાંભળે અને શીખે તે મોટપણે નીતિમાન તથા લાવણ્યતાવાળું થાયજ.

આ વખતથીજ છોકરાંને ઇશ્વરી જ્ઞાન મળે એવો ઉપદેશ પણ કરવો જોઇએ. વળી તેમના સાંભળતાં તેમનાં વખાણ કરવાં નહિ, તથા મોઢે ચડાવવાં નહિ.

કેટલીક સ્ત્રીઓ પોતાનાં બાળકની આગળ તરેહવાર વહેમ ભરેલા તથા ભૂત પ્રેતના ગપાટા મારેછે, કે જેથી છોકરાંના મનમાં એના ખરાપણા વિષે નક્કી થાયછે. માટે પોતે તેવા વહેમથી દૂર રહી, છોકરાંને એના ખોટાપણા વિષે ખાતરી કરાવવી.

આવી રીતે છોકરૂં જરા સમજણું થાય ત્યારથીજ તેને સુધારવાની, કોશીશ કરતાં રહેવું, અને તેમ કરતાં સાત આઠ વર્ષનું થાય ત્યારે નિશાળે મૂકી તેના અભ્યાસ ઉપર કાળજી રાખવી. કેટલાંક માબાપ પોતાનું છોકરૂં પાંચ વર્ષનું પણ થતું નથી તે પહેલાં નિશાળે મૂકેછે, એ નુકસાનકરતા છે. એટલી નાની અવસ્થામાં બાળકના કુમળા મગજને વધારે

મેહેનત પડવાથી ઉલટું નુકશાન થાયછે. માટે ઉમરલાયક થયે એટલે સાત આઠ વર્ષનું થાય ત્યારે નિશાળે મૂકવું. તે પેહેલાં ઘર આગળ રમત ગમતથી થોડું થોડું જ્ઞાન આપવામાં આવે તો ઘણું સારૂં, કે નિશાળે બેઠા પછી ઉમંગથી અને ઝટ શીખે. કેટલાક પૈસાદાર લોકો પોતાનાં છોકરાંને નિશાળના વખત સિવાય ઘેર માસ્તર રાખી અભ્યાસ કરાવે છે, પણ તેથી છોકરાંનાં મગજને ઘણી હરકત પહોંચેછે. માટે છોકરાંની શક્તિ પ્રમાણે તેમને અભ્યાસ કરાવવો જોઇએ, નહિંતો "હવેલી લેતાં ગૂજરાત ખોવા જેવું" પરિણામ નિપજવાની ધાસ્તી રહે છે.

નઠારી રમત ઉપર છોકરાંનું મન ઘસડાઇ ન જાય તે વિષે માએ ખૂબ કાળજી રાખવી, કેમકે તેવી રમતમાં ભળી નઠારી સોબતથી તેઓ બગડી જાયછે, અને વિદ્યાભ્યાસ કરવાનું ઉંધું વળેછે.

આ સિવાય છોકરાંને સારી રીતે ઉછેરવા તથા સુખી કરવા ચહાતાં હોય તેમણે તેમનાં બાળલગ્ન કરવાં નહિ. એ ભૂંડા ચાલથી તેમને ભણવામાં હરકત પડેછે, તથા શરીરે પણ નાકૌવતવાન તથા હિંમત વગરનાં થઈ જાયછે. વળી વિદ્યાભ્યાસમાં સંસારી ખટપટમાં પડવાથી ક્ષય રોગ થવાની દેહેશત રહેછે.

આ સિવાય બીજી ઘણી રીતે છોકરાંને ઉછેરવાની સંભાળ રાખવાનીછે; પણ તે બધાનું વર્ણન કરતાં ઘણું લંબાણ થઈ જાય માટે ટૂંકામાં [1]લખ્યુંછે તે, તથા "સ્ત્રી પુરૂષની ફરજો" માં છોકરાં સાચવવાનું કહેલુંછે તે ઉપર લક્ષ આપીને છોકરાંને ઉછેરવાં. કેમકે બાળક અજ્ઞાન અને અશક્ત

---

૧ માએ સારી વર્તણુક રાખવી એ પણ બાળકોના હકમાં ફાયદાકારક તથા અવશ્યનું છે.

હોવાથી પોતાના શરીરની સુખાકારી તેઓ સમજી કે રાખી શકતાં નથી, પણ ઉછેરનારના આશરા ઉપરજ તેઓ રહેછે, અને ઉછેરનાર તેમની જેવી સંભાળ રાખે તે પ્રમાણે તેઓ સુખી અથવા દુ:ખી થાયછે. નાનપણમાં શરીરનું જેવું બંધારણ થાય તેવું મોટપણે પણ રહેવાનો સંભવછે. માટે બાળકના તન મનની સારી સાચવણી કરવી. બાળકોજ આગળ ઉપર મોટાં સ્ત્રી પુરૂષ થવાનાં છે માટે તેમની જીંદગીરૂપી મકાનનો પાયો જેમ મજબૂત અને ટકાઉ થાય તેમ તેમને ઉછેરવાં જોઈએ. આ બાબત પ્રથમ જણાવ્યા પ્રમાણે સ્ત્રીઓએ ઘણી ધ્યાનમાં રાખવાનીછે. નેપોલીઅનબોનાપાર્ટ તથા એવા બીજા ઘણા મહાન્ પુરૂષો માતાના પ્રતાપથી જગપ્રસિદ્ધ થઇ ગયા છે.

## બાળલગ્ન વિષે.

દીકરા દીકરીઓને નાનપણમાં પરણાવવાં તે બાળલગ્ન કહેવાયછે. એવાં બાળલગ્ન કરવાનો ચાલ હિંદુસ્તાનના બીજા ભાગ કરતાં ગૂજરાતમાં ઘણોજ છે, અને તેથી ઘણાં માઠાં પરિણામ નીપજેછે. કેટલીક સ્ત્રીઓ તો છોકરૂં જન્મ્યું કે તુરત તેનો વિવાહ કરવાની પેરવી કરેછે, અને નાના બાળકને પરણાવી લહાવો લેવાને ઇચ્છેછે! એ સિવાય કુળાભિમાનને લીધે, તથા દીકરા દીકરીઓ મોટી ઉમ્મરનાં થઈ પરણે તથી આબરૂ જાય એમ માનીને મૂર્ખ માબાપ બાળકોનાં બાળલગ્ન કરેછે. કેટલાંક તો છોકરૂં પાંચ સાત વર્ષનું થતું નથી એટલામાં પરણાવવાની ઉતાવળ કરેછે, અને તેની અંદર પુરૂષ કદાપિ પોતાની ના મરજી જણાવે તોપણ સ્ત્રીઓ બળાત્કારે તેમ કર્યા

સિવાય રહેતી નથી, અને નાનાં છોકરાંને પરણાવી લ-હાવો લઇ લેછે !!

બાળકોનાં લગ્ન થાયછે તે વખતે જે ઉત્સવ થાયછે તે જોવા જેવો હોયછે. માબાપ પોતાનાં ઘર તથા સામાનને બને તેટલાં શોભીતાં કરેછે, અને પોતે પણ એ અત્યુચ્છવના આ-વેશમાં એટલાં તો બનેછે કે કોઇ બીજા દેશનું માણસ તે વ-ખતનો દેખાત જુવે તો છકજ થઇ જાય અને પોતાના મનમાં વિચાર કરે કે આહા ! હિંદુ લોકો કેવા સુખી તથા વૈભવી-છે! અને તેમની દેવાંગનાના જેવી બનેલી સ્ત્રીઓને જોઇને તે એવો વિચાર કરે કે આજ કેટલો બધો ઉત્સવ હશે !! પણ જ્યારે તે એ વિષેની તજવીજ કરેછે અને આટલા બધા થતા હર્ષનું કારણ પૂછેછે, ત્યારે તે ઘણો દિલગીર થઇ હિંદુ લોકની પાપી રૂઢીથી આશ્ચર્ય પામેછે.

મોટી ધામધુમથી છોકરાનો વરઘોડા ચડાવેછે, અને જીવતા ઢીંગલાને ઘોડા ઉપર બેઠેલો જોઇ માબાપ ઘણાં ખુશી થઈ મનખો સફળ થયો માનેછે. વરઘોડાની અંદર લખલૂટ ખરચ કરી વાજાં વગડાવેછે તથા દારૂખાનું ઉડાવી પૈસામાં દે-વતા મૂકેછે. પણ મારા પ્યારા દેશીઓ! તેમાં કશો ફાયદો નથી.

• *વરઘોડાનો ચાલ નીકળવા વિષે એવો વિચાર થાયછે કે, પૂર્વે સ્ત્રી પુરૂષો પોત પોતાની મરજીથી એક બીજા સાથે લગ્ન કરતાં તેમાં કોઈ બેવકુફો પાછળથી ઇનકાર જતાં હશે કે અમે તારી સાથે લગ્ન કર્યું નથી, તેથી તેના પ્રતિબંધને સારૂ એટલે સ્ત્રી પુરૂષ પોતે લગ્ન કર્યા પછી ઇનકા-ર ન જાય તેને માટે એ ધારો નીકળ્યો હશે, કે સઘળા લોકો જાણે તેવી રીતે લગ્ન કરવાં. પણ હાલમાંતો તે વાતનું વરેડું થઇ ગયું છે, અને તેમ કરવામાં મોટાઇ માનેછે. વળી રાત્રે વરઘોડા કાઢવાનું કારણ પણ એજ કે દિવસે લોકો કામધંધામાં હોય, પણ રાત્રે નવરાં થાય તેથી સઘળાના જાણવામાં બ-

રાબર આવે.

વળી મોટી મોટી જમણવારો કરેછે અને ભોજનના ભોગી સગાવહાલા તથા નાતીલાને મિષ્ટાન જમાડે છે. એમ સઘળી રીતે ધામધુમ કરેછે, અને નાનકડી વહુ અગર નાનકડો જમાઇ પોતાને ઘેર આવેલાં જોઇ ખુશી થાયછે. ફટાણાં ગીતો ગાઇ ગાઇને ઘાંટા એટલા બેસાડેછે કે દસ દિવસ સુધી તેમનાથી શુદ્ધ બોલી શકાતું નથી. માબાપ આટલી બધી ધામધુમ કરેછે, પણ પેલાં વહેંતીઆં બાળકને તેમાંનું કશું ભાન હોતું નથી. તેતો ફક્ત સારૂં સારૂં ખાઇ પી તથા ઓઢી પહેરી ખુશી થાયછે, અને માબાપને ખુશી થતાં દેખી આનંદમાં રહેછે. પણ અરે! તેમની ખુશી કેટલા ટૂંકા વખતનીછે! માબાપ વિવાહ માહાલી રહ્યાં એટલે મોકળા મને જે લખલૂટ ખરચ કર્યા હોય તેના પૈસા ચૂકવી આપવા પડેછે; એવે વખતે પૈસાદાર હોય તો તે પોતાના બાપદાદાએ એકઠી કરેલી પુંજી ભોર મૂકેછે, અને સાધારણ લોકોને ઘરેણાં ગાંઠાં વેચીને, અને તેટલાથી પૂરૂં ન થાયતો ઘર બાર વેચીને પણ લેણદારને આપવું પડેછે, અનેજેમનામાં તેમ કરીને પણ આપવાની શક્તિ હોતી નથી, તેમને પછી પોક મૂકવા દહાડો આવેછે. લેણદાર તેમનાં આંગણાં તોડી નાંખેછે, અને ફેરા ખાતાં પણ દામ મળી શકતા નથી ત્યારે ખોટો લાહાવો લેનાર ફૂલણજીને દીવાની કોર્ટમાં ધસડાવેછે, અને છેવટે તેની સ્થાવર તથા જંગમ સર્વ મિલ્કત જપત કરી 'અલ્લા એક બદામ' કરી[1] મૂકેછે. જ્યારે તેમની આવી સ્થીતિ થાયછે ત્યારે તેઓ પોતાનાં નિરપરાધી છોકરાંને કહેછે કે તમારા પાપમાં અમારા આવા ભોગ મળ્યા, તેથી તમે મરી ગયાં હોતતો સારૂં! પણ તે વખતે તે પાપી માબાપ વિચાર

---

૧ આ બાબતમાં કદાચ અતિશયોક્તિ થઇ હશે, તોપણ એટલુંતો ખરૂંકે તેથી તેને મળતી ઘણી ખરાબી થાયછે.

કરતાં નથી કે તેમાં એ બિચારાંનો શો વાંક છે? એતો પરણવું એટલે શું, તે પણ સમજતાં નહોતાં પણ તમે ચાંદલીઓ ચૂંટી લેવાની લાલચમાં તેમને ઊલટાં અનેક રીતે જન્મારા સૂધી દુઃખી કરી દેવાદાર તથા ભીખારી બનાવી મૂકયાંછે.

ઉપર પ્રમાણે માબાપની ખરાબ અવસ્થા થવાનું કારણ શું? તો તેના જવાબ વિષે સઘળાના મનમાં એવોજ વિચાર આવશે કે બાળલગ્નની બૂરી રસમ તથા સ્ત્રીઓનો ખોટો લહાવો એ સિવાય બીજું કાંઇજ નથી. હવે જ્યારે તે રીત તથા લહાવો માબાપ તથા છોકરાંને જન્મસૂધી દુઃખી કરેછે, તે શું બંધ ન કરવાં જોઇએ!

બાળપણમાં લગ્ન કરવાથી છોકરાં પણ બુદ્ધિક્ષિણ થાયછે, તથા તેમનાથી વિદ્યાભ્યાસ પણ સારો થઇ શકતો નથી. નાનપણમાં સાંસારિક ખટપટમાં પડવાથી તે નાકૈવતવાન તથા હિંમત વગરનાં થઇ જાયછે અને ખરેખરી જુવાનીનો વખત તેવી અવસ્થામાં તો તેમનાં ડાચાં બાચાં મળી જઇ આશાભંગ ડોસલાં બની જાયછે અને તેમના આયુષ્યમાં પણ ઘટારો થાયછે. નાનપણમાં લગ્ન કરવાથી થોડી ઉમરમાં રળવા ખપવાની ખટપટમાં પડવું પડેછે તેથી તેમનાથી ખપ જોગ જ્ઞાન પણ મેળવી શકાતું નથી. એ સિવાય બાળલગ્ન બાળકોના હોંસ ઉડાડી દેછે, આરોગ્યતાનું મૂળ કાપેછે, વિત્તને હરી લેછે, શરીરનો સાર ખાઇ જાયછે, અને પુરૂષત્વના બધા ગુણનો દાટ વાળેછે. બાળલગ્ન કરવાથી પ્રજા નિર્બળ તથા રોગી થાયછે, અને તે પણ બરાબર નહિ ઉછરતાં કેટલીક નાનપણમાં મરી જાયછે, અને થોડીક ઉછરેછે તે જે વખત ભરજુવાનીનો ગણાય તેટલી ઉમરમાં ઘરડી થઇ મરણ પામેછે. એ વગેરે બાળલગ્નથી બીજા ઘણા ગેરફાયદા થાયછે; પણ આપણે રૂઢીને સ્વાધીન થઇને ખોટી મોટાઈ તથા લહાવો લેવાને હાથે કરી દીવો લેઇ કૂવામાં પડીએ છીએ.

આપણાં ધર્મપુસ્તકોમાં પણ લાયક ઉમરનાં થયા પ-

છી લગ્ન કરવાનું કહેલું છે. યાજ્ઞવલ્કય વગેરે મહાઋષિઓ-એ તો પુરૂષે વીશ વર્ષ પછી અને સ્ત્રીએ સોળ વર્ષ પછી એક બીજાનાં રૂપ, ગુણ, યોગ્યતા અને આરોગ્યતા તપાસીને લગ્ન કરવાનું કહેલું છે. એજ યાજ્ઞવલ્કય વગેરે ઋષિઓની સ્મૃતિઓનો આધાર વારસા વગેરે સાંસારિક ઘણી બાબતોમાં માન્ય ગણીએ છીએ તો લગ્ન સંબંધમાં તેનો અનાદર શામાટે કરવો જોઇએ ! બાળલગ્નથી આપણને શો ફાયદો થાયછે કે આપણાં એ પવિત્ર પુસ્તકોની આજ્ઞા આપણે તોડીએ છીએ? એથી આપણી કીર્ત્તિ વધતી નથી પણ ઉલટી આપણી તથા આપણા વિદ્વાન અને વૃદ્ધ પૂર્વજોની તથા ભરતખંડની ધર્મભૂમિની ઘણી ગેરઆબરૂ થાયછે; તેથી આપણું બળ વધતું નથી પણ કાચું બીજ તૂટવાથી શરીર રોગી તથા નિર્બળ થાયછે અને તેથી બુદ્ધિ પણ ક્ષિણ થાયછે. હિમત તો બાળલગ્નને લીધે આપણને દેખા પણ દેતી નથી, તથા આયુષ્ય પણ ઘણું ટૂંકું થઈ જાયછે. વિદ્યાનો વધારો થવાની તો આશાજ શી, પણ જેટલી વિદ્યા જાણવાની અવશ્યે જરૂર છે તેપણ જાણી શકાતી નથી. એમ ઘણી તરેહના ગેરફાયદા બાળલગ્ન કરેછે તે સાંખી રહી ઘાંચીના બળદની પેઠે નીચું જોઇને ક્યાંસૂધી ચાલ્યા જવું ? વિવેકબુધિથી વિચાર કરો તોપણ તે ચાલના ખોટાપણા વિષે ખાત્રી થયા વિના રહેશે નહિ. ત્યારે શું આપણી અક્કલ કહે તે નગણકારી, શાસ્ત્રને ન ગણકારી, જગતમાં થતી હાંસીને ન ગણકારી, ગાડરીઆ પ્રવાહની પેઠે ચાલ્યાં જવું એ લાયકછે? ધર્મશાસ્ત્રો તથા આપણો પોતાનોજ સ્વાર્થ તેમ કરૂવાને ખુલ્લી રીતે ના કહેછે, તેમ છતાં જો આપણે ઉપર બતાવ્યા પ્રમાણે ચાલ્યા કરીશું તો આપણી અવસ્થા કેવી થવાની !! કેવળ ગાંડી રૂઢીનાં ગુલામ થઇ વર્તવામાં કાંઇ લાભ નથી. જે બાબત વિષે શાસ્ત્રમાં કંઈપણ કહેલું નહોય તેજ ફકત રૂઢી પ્રમાણે કરવું. એ વિષે વચન છે કે-

**लोके प्रत्ये वा विहितो धर्मः ।**
**तदलाभे शिष्टाचारः प्रमाणम् ॥**

" આલોક અથવા પરલોક સંબંધી બાબતોમાં શાસ્ત્ર પ્રમાણે ધર્મનું આચરણ કરવું. પરંતુ શાસ્ત્રની વિધિ નહોય, તો રૂઢી પ્રમાણે ચાલવું." એટલે શાસ્ત્રમાં કહેલા ધર્મનું માણસે આચરણ કરવું, અને જે વાત વિષે શાસ્ત્રમાં આજ્ઞાએ ન હોય અને નિષેધ પણ ન હોય, પરંતુ આપણા પૂર્વજ પરંપરા કરતા આવ્યા હોય, તો તે વાત શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રમાણ કરવા લાયક સમજવી.

બાળપણામાં છોકરાં થાયછે તેમની પણ ખરાબ સ્થિતિ થાયછે. કેમકે તેમની મા પોતેજ બાળકના જેવી હોય તો પછી તે છોકરાંને શું સાચવી શકે ? બાળપણમાં લગ્ન કરવાથી વખતે ઘણાં છોકરાં થાય. તેમને ખાવાનું પૂરૂં કરતાં પણ કેટલાક માણસોને મુસ્કેલ પડેછે, અને છોકરાં ન થયાં હોત તો સારૂં એમ વિચાર કરેછે. કેમકે ભાઇસાહેબ પોતે નાનપણથી સંસારની ખટપટમાં પડવાથી સારો વિદ્યાભ્યાસ કરી શકતા નથી, તેથી કમાવાની ઘણી હરકત પડેછે; ને પરમેશ્વર તો " વિત્ત ત્યાં પુત નહિ, ને પુત ત્યાં વિત્ત નહિં" એ પ્રમાણે કરેછે, તેથી હેરાન હેરાન થાયછે. માટે બાળલગ્નનો અટકાવ કરી મોટપણે લગ્ન કરવાનો પ્રાચીન ચાલ કબૂલ કરવો જોઇએ.

મારો એવો આગ્રહ નથી કે પૂર્વની રીતિ પ્રમાણે પુરૂષ વીશ વર્ષનો અને સ્ત્રી સોળ વર્ષની થાય ત્યારેજ તેમનાં લગ્ન કરવાં. બંનેની ઉમરમાં એથી ચાર વરસ ઓછાં હોય એટલે પુરૂષ સોળવર્ષનો અને સ્ત્રી બારવર્ષની થાય તોપણ હરકત નથી. પુરાણોમાં નાની કન્યા પરણાવવાનું ઘણું પુન્ય કહેલું છે તેને ખરૂં માનનારાં એકદમ પોતાની જક નહિ છોડે, માટે

એ પ્રમાણે થવાની જરૂર છે. એટલી વાત ખૂબ યાદરાખવી કે વર કરતાં કન્યા ચાર પાંચ વર્ષે નાની હોવી જોઈએ અને રજસ્વલા થયા અગાઊ તેને સાસરે રહેવા મોકલવી નહિ.

કજોડાં તથા બાળવિધવા થવાનાં કારણો પણ બાળલગ્ન કરવાની રૂઢીજ છે. નાનપણમાં પરણાવેલી દીકરી દૈવ્યયોગે વિધવા થાય તો પછી બાળરંડ પુત્રી રૂપી સાપના ભારા વેંઢારવા કેટલા અસહ્ય છે તે જેને વીતી હોય તેજજાણે; મોટપણે લગ્ન કરવાથી તેમ થવાની ઝાઝી દહેશત રહેતી નથી. ઘણે ઠેકાણે ધણી ધણીઆણી વચ્ચે અણબનાવ તથા અંટસ દીઠામાં આવેછે,તેનું કારણ પણ બાળલગ્ન છે. કેમકે એક બીજાનો સ્વભાવ કેવોછે તે પરણતી વખતે બાળકોને ખબર હોતી નથી, પણ માબાપ જેની સાથે વળગાડે, તેની સાથે ભવ ગાળવો પડેછે. વળી કન્યાવિક્રય થવાનો સંભવ પણ યોગ્ય ઉમરે લગ્ન કરવાથી બેશક ઓછો થવાનો. માટે સર્વે સમજુ સ્ત્રીઓએ તે ચાલ બંધ પાડવામાં બને તેટલી મેહેનત કરવી જોઇએ. તે કામ કરવામાં કંઇ ખરચ થવાનું નથી, તથા નાત બહાર રહેવું પડે તેમ નથી, તથા શસ્ત્રનો બાધ પણ લાગે તેમ નથી. સ્ત્રીઓ જો બાળલગ્ન અટકાવવા આગેવાની કરે તો ખચિત એ દુઃખદાયક ચાલનું જોર નરમ પડે, અને હિંદુઓનો સંસાર સુધરે. 'બાળલગ્ન બત્રીશી'માંની નીચેની અસરકારક ગરબી આ વિષયને અનુકૂળ સમજી દાખલ કરીછે.—

## ગરબી.

"હારે લાલા તમે પુરૂષ અમે નારી". એ રાગ.

હારે નામ॰બાળલગનનું તો બાળો!<br>
બાળો કે ખાડમાં ઘાલોરે—નામ બાળ॰— } ટેક.

બાળલગનનું નામજ સુણતાં, આવે મને કંટાળોરે.—નામ॰<br>
બાળલગનનાં દુખ દેખીને, દેશ થઈ ગયો કાળોરે—નામ॰

લગનિ લાગ્યા વણ લગનજ કેવું? એ શો મુરખનો ચાળોરે?-ના૦
લાગિ લગનિ કે જાગિજ અગની, ઝાલિ જરિનરહે ઝાળોરે!-ના૦
બાળ બિચારૂં શું સમજે એમાં? ઠાઠ શો માંડયો ઠાલોરે?-ના૦
દૈવ ઉપર શિદ દોષ મુકોછો? પ્રકૃતિ વિરૂદ્ધજ ચાલોરે!-ના૦
બાળલગનની ભૂંડી રૂઢી, આંખ ઉઘાડી ભાળોરે.—ના૦
ભૂંડિ રેંડાએ સુકવી નાખ્યો, સુંદર દેશ રસાળોરે.—ના૦
બાળલગને તો બાળક બળનો, પાયો પૂર્ણ પ્રજાળ્યોરે.—ના૦
ઉદ્યમ હોંસ પરાક્રમ આદિક, સહેજે બળી ગઈ ડાળોરે.—ના૦
બાળલગને તો વિદ્યાવૃદ્ધિનો, મારગ મૂળથિ ખાળ્યોરે.—ના૦
ભટ્ટ ભણ્યા તો કે પરણ્યા છીએ, ધનમાં આ ઉભિ ધાડોરે—ના૦
બાળલગને બળબુદ્ધિ હરીને, સુખનો સંભવ ટાળ્યોરે.—ના૦
હુનર કળામાં પાછળ પાડી, પૈસો વિલાતે વાળ્યોરે.—ના૦
બાળલગને તો પ્રેમ પુનિતને, દીધો દેશનિકાલોરે.—ના૦
પ્રમિજને નાચાર થઈને, પાપપુરે પુર્યો ઢાળોરે.—ના૦
બાળલગનથી હોય કજોડાં, દુખ દુખ જેમાં હજારોરે.—ના૦
બાળરાંડ બહુ એથિજ થાએ, હોય એથિજ વ્યભિચારોરે.-ના૦
બાળલગને હડહડતો આણ્યો, કળિજુગ કાળ કરાળોરે!—ના૦
બાળકનાં માબાપ બને છે, બાર વરસનાં બાળોરે.—ના૦
બાળલગનેતો ઢીંગલા ઢીંગલી, સરખાં બન્યાં નરનારોરે.—ના૦
ભરજોબનમાં ઘડપણ આણ્યું, આણ્યો મરણનો વારોરે.-ના૦
બાળલગને બન્યો બળહિણ બ્હીકણ, આપણો સઘળો રસાલોરે-ના૦
બાળલગને અરે બાયલો કીધો, ભરતખંડ યશાળોરે!—ના૦
બાળલગને પરદેશી દૂષી, પેસાડયાને પાળ્યોરે!—ના૦
બાળલગને ધૂળધાણિ કર્યા ને, સામટો ઘાણજ ઘાલ્યોરે.—ના૦
બાળલગ્ન દુખ સકળનું મૂળજા કળજુગ એજ વિચારોરે.-ના૦
બાળલગન તજિ નવલસ્વજન સૌ, દેશને ડુબતો તારોરે!-ના૦



# કુળવિષે.

હિંદુ લોકમાં ઊંચા નીચા કુળનું અભિમાન ઘણું રહેલું છે. ગામડા કરતાં શેહેરના લોક વધારે કુળવાન ગણાયછે તેનું કારણ એવું છે, કે ગામડાના લોકો શેહેરમાં જાય ત્યાં મોટી મોટી નાતો અને જમણવારો જોઇ ખુશી થાયછે, અને પોતાની દીકરીને જો ત્યાં દીધી હોય તો તે સારાં ઘરેણાં ગાંઠાં તથા લૂગડાં લત્તાં પહેરી એવી નાતોમાં જમવા જાયતો તેનો મનખો સફળ થાય, અને તે દેખીને આપણી આંખ ઠરે, એમ તેઓ ધારેછે. વળી કામકાજ પ્રસંગે શેહેરમાં જવું પડે તો રાત રહેવાનું પણ ઠેકાણું ગાળવું ન પડે. વગેરે કારણોથી મોહ પામી શેહેરના લોકોને કુ[illegible]ન ગણેછે, અને પછી તે ગણાતા કુળવાન લોકોનો ભાવ [illegible]થી તેઓ મદાંધ થઇ જાયછે. ગમે-તેવો નિર્ધન, દુરાચરણી અને સઘળી વાતે અનાદર કરવા જોગ માણસ હોય, પણ જો તે વંશપરંપરાથી ઊંચા કુળનો ગણાતો હોય તો તેને દીકરી દેવામાં અજ્ઞાનેઃ મોટાઈ માનેછે. વળી તેના કુળની મોટાઇ મુજબ સોથી હજાર સૂધી રૂપિઆ પેહેરામણીના આપવા પડેછે, તથા બીજો પણ કેટલોક ખર્ચ કરવો પડેછે. ઊંચા કુળના લોકોને એ પ્રમાણે પેહેરામણી સહિત કન્યા આપનાર ઘણા મળેછે તેથી તેઓ પહેલીને રઝળતી મૂકી બીજી, અને બીજીને મારીકાઢી ત્રીજી, એમ ઘણી સ્ત્રીઓ પરણેછે, તેથી તે બિચારીઓ ખાવા તથા સંસારસુખ ભોગવવા પામતી નથી. વળી કન્યાના બાપ તરફથી પહેરામણી વગેરે આપવામાં અગર કોઇ અવસરે રૂઢી પ્રમાણે કર ભરવામાં ભૂલચૂક થાય તો તેની દીકરીને તેડતા નથી. એમ ઊંચા કુળવાળા ઘણી અઘટીત ચાલે ચાલેછે તથા મોટી મોટી પહેરામણીઓ લેછે, પણ તેઓ પોતાની દીકરીઓને તો ગમેતેવાને ઘેર દેછે, અને વખતે ખાવાને માટે કેટલાક રૂપિઆ પણ લેછે; તે છતાં, તેમનું ઊંચુ કુળ કોઇ દિવસ નિચું થવું

નથી! આ કેટલું બધું અંધેર!! કન્યાવિક્રય કરવાનું શાસ્ત્રમાં મોટું પાપ કહેલું છે તે [1]કરનારને મોટા કુળવાન ગણવા, અને સારા પૈસાદાર તથા આબરૂદાર હોય પણ તે અસલથી હલકા કુળના હોય તો તેમને ઉતરતી પંક્તિના ગણવા એ કેવી ગાંડી રૂઢી!

શાસ્ત્રમાં એવું કહેલું છે કે જે માણસ વિદ્યા, ધન, અને તપ, એ ત્રણેમાં સંપૂર્ણ હોય તે ખરો કુળવાન કહેવાય. કેમકે વિદ્યાથી કેટલાબધા સદ્ગુણો,જ્ઞાન,અને સુખ મળેછે, તે સર્વેના જાણવામાં છે. વળી તેની સાથે ધન હોયતો તે વિદ્યાએ કરી મેળવેલા સદ્ગુણો પ્રમાણે પરોપકાર વગેરે સારાં અને સુધારાનાં કામ કરવામાં ઉપયોગી થાય; અને તેની સાથે તપ પણ જોઇએ, નહિતો વિદ્યા અને ધનના મદવડે કરીને માણસ અભિમાની તથા દુષ્ટ થાય, અને વિદ્યા તથા ધનનો ખોટો ઉપયોગ કરી આડે માર્ગે ચાલે. શરીરે અનેક જાતનાં કષ્ટ ભોગવવાં, વગડામાં રહેવું, સંસારનો ત્યાગ કરવો, તથા તે સિવાય બીજાં કેટલાંક અસ્વાભાવિક દુઃખો સહન કરવાં, તેને આપણા લોકો તપ કહેછે, પણ તપનો અર્થ તેવો નથી; સદાચરણથી ચાલવું, નમ્રતા રાખવી, દુરાચાર તથા અસત્ય ભાષણ નહિ કરતાં સત્ય તથા થોડું એટલે કામ જોગ બોલવું, દ્રઢતા પૂર્વક ઇશ્વરૂ ભક્તિ કરવી, સુખ દુઃખ સહન કરવાં, વિવેકી થવું, પરોપકાર કરવો, વિદ્યા ભણવી તથા ભણાવવી, તથા ઈન્દ્રીઓને જીતવી એટલે તેમને વશ ન થતાં પોતાના કબજામાં રાખવી, વગેરે નીતિથી અને નિયમથી ચાલવું તેને શાસ્ત્રમાં તપ કહેલું છે. વિદ્યા, ધન, અને તપ એ ત્રણે એકઠાં થયે માણસ કેવું થાય તેનો વિચાર સેહેજ થઇ શકશે. તમે જેમને કુળવાન ગણોછો તેમના પૂર્વજો ઉપર કહેલા ગુણ સંપન્ન ખરેખેરા કુળવાન હશે એમાંતો શક નહિ; પણ હાલ તેમની પ્રજા તેવા ગુણવાળી નથી

[1] બધા કુળવાન લોકો એવાછે એમ હું કહી શકતો નથી, પણ કેટલેક ઠેકાણે તેવોજ બનાવ બનેછે.

નીકળી, તો તેમને કુળવાન સમજવામાં કેવળ અજ્ઞાનતા છે. માટે ટૂંકામાં એટલુંજ કહેવાનું કે ચાલતાં આવેલાં કુડાં કુળ કે જેનાથી અહંકારી થએલા લોકો "વહુ મરી ગઇ તો ચણિ-આરામાં ઊંદરડી કચરાઈ ગઈ" એ માફક કહેછે અને ચાલે-છે તેવાથી અંજાઈ ન જઇ, ઉપર બતાવેલા ગુણો પ્રમાણે ખરા કુળની પરીક્ષા કરી તેવા માણસને પોતાની દીકરી પર-ણાવવી. આ વખતે કોઇના મનમાં એમ આવશે કે બધા લોકો એવા કુળની પરીક્ષા કરી દીકરીઓ પરણાવે તો નિર્ધનનાં છોકરાં કુંવારાંજ મરવાનાં, પણ તે વિચાર ખોટો છે. કેમકે વિદ્યા હોય તો ધનની દરકાર કરવી નહિ, કેમકે વિદ્વાન ગમે-તે રીતે ધન સંપાદન કરી શકેછે.

કોઈ વસ્તુ ગમે તેવી સારી હોય, પરંતુ તે બગડી જાય તો તેને આપણે કાઢી નાંખીએ છીએ, તો આતો કુળ, કે જેના મોહથી આપણે આપણી દીકરીઓને જન્મારા સૂધીનું બંધન કરી આપીએ છીએ, તેમાં વિકાર થાયતો ફેરફાર કરવાનો વિચાર અવશ્યે કરવો જોઇએ. કુળનો ચાંદલીઓ ચૂંટી લેવામાં ઘણી મોટાઈ માનનાર સ્ત્રીઓએ આ બાબત લક્ષમાં લેઈ પોતાની છોકરીઓ સુખી થાય તેમ કરવું.



## કજોડાં વિષે.

કજોડાનાં કષ્ટ સર્વેના જાણવામાં છે તે છતાં કેટલાંએક કારણોને લીધે તે ઉપર ધ્યાન ન આપતાં દુષ્ટ માબાપ આંખો મીચીને તેમ કર્યાં જાય છે. કજોડાં થવાનાં મુખ્ય કારણ બાળ-લગ્ન તથા કુડાં કુળ છે. તે સિવાય દયા વિનાનાં અંધ માબાપ તથા કેટલીક જાતના સ્વાર્થ, ખોટી મોટાઇ, અને દેખાદેખીની વિરૂદ્ધતા, એથી પણ કજોડાં થાયછે. વાણિઆ, બ્રાહ્મણ વગેરેની નાતો જે ઊંચી કહેવાયછે તેમાં બીજી નાતો કરતાં વધારે ક-

જોડાં જોવામાં આવેછે. કજોડાં ઘણી જાતનાં છે, તેમાં મુખ્ય ત્રણ છે. ૧લું. નાના મોટી; બીજું ગમતું અણગમતું;અને ત્રીજું બુદ્ધિમાન અને અજ્ઞાન. આ ત્રણ જાતનાં કજોડાં વિષે વિવેચન કરી તેથી થતાં દુઃખનો ચિતાર આ નીચે દાખલ કર્યોછે.

કજોડું ૧ લું, નાનામોટી. એટલે સ્ત્રી મોટી અને પુરૂષ નાનો; અથવા પુરૂષ મોટો ૫૦–૬૦ વર્ષનો અને સ્ત્રી નાની ૧૨—૧૫ વર્ષની.

મોટી સ્ત્રી અને નાનો પુરૂષ એ કજોડું વર્તમાન કાળનાં સઘળાં કજોડાંમાં મુખ્ય ગણાયછે, અને બાકીનાં બીજાં કજોડાં ઉપર બરાબર ધ્યાન ન આપતાં મોટી સ્ત્રી અને નાનો પુરૂષ હોય તેનેજ લોકો કજોડું કહેછે, માટે તેને પહેલું કજોડું ગણેલુંછે. જ્યારે સ્ત્રી કરતાં પુરૂષ નાનો હોય ત્યારે સ્ત્રી તેની અવસ્થા મુજબ સંસારસુખ ભોગવવા પામતી નથી તેથી મનમાં બહુ બળ્યા કરેછે. વિધવા થએલી સ્ત્રી તો પુરૂષ મરી જાય ત્યારેજ દુઃખ પામે પણ નાના પુરૂષથી કજોડ સ્ત્રી તો છતા ધણીએ રંડાપો ભોગવે છે. સ્ત્રીને બીજું ગમે તેવું સુખ હોય, પણ પુરૂષના સુખ વગર તે દુઃખરૂપ તથા મિથ્યા માની હમેશાં શોચના કરેછે.એવી સ્ત્રી જો સમજુ અને ધીરજવાન હોય તો પોતા પર પડતાં સંકટ સુખે દુઃખે સહન કરેછે. પણ ઘણી અજ્ઞાન સ્ત્રીઓતો જુવાનીના મદમાં સ્વચ્છંદે વર્તી માબાપ તથા સસરાના કુળને બટ્ટો લગાડેછે. વળી બાળવરની કજોડ સ્ત્રીને રમવા જમવાનું, તથા સારાં વસ્ત્રાભૂષણ સજવાનું ગમતું નથી, અને ઘણી જાતની ચિંતાથી તેનું મન સદા બળ્યા કરેછે તેથી તેનો ખીલેલો ચેહેરો તથા ખૂબસુરતી ઝાંખાં પડી જાયછે. અનેક તરેહનાં મર્મ દુઃખોથી કંટાળીને તે બિચારી પીયરમાં જઇ રહેછે, ત્યાં ભોજાઇના ટુંકારા તથા મેહેણાં તેને સહન કરવાં પડેછે, અને લોકોમાં થતી ચર્ચા પણ મુંગે મોઢે સાંભળવી પડેછે. બાળવરની જુવાન સ્ત્રીને કેટલું દુઃખ પડે તે-

નો બરાબર ખ્યાલ કદાપિ પુરૂષને ન થાય પણ સ્ત્રીને તો તે દુઃખ સમજાવું જોઈએજ. માટે માતાઓને ઘટારત છે કે પોતાની દીકરીઓને એવાં દુઃખ ભોગવવાં ના પડે એવા લાયક વરની સાથે તેમને પરણાવવી જોઇએ.

હવે મોટી સ્ત્રીથી નાના પુરૂષને જે દુઃખ પડેછે તે પણ કહેવાં જોઈએ. એવો પુરૂષ—અરે જગધું!-નાનપણથી સંસારની જંજાળમાં પડવાથી કૌવતહિન થઈ જાયછે અને તેના આયુષ્યમાં પણ ઘટારો થાયછે. વળી રળવા ખપવાની ખટપટમાં વહેલું પડવું પડેછે તેથી, તથા લોકોનાં મેહેણાં મશ્કરીઓથી સારો વિદ્યાભ્યાસ કરવાનું તેનાથી નહિ બનવાથી તે અજ્ઞાન પશુની માફક જીંદગી પૂરી કરેછે. વળી એની પ્રજા પણ "જુની લીખ" માફક નિર્બળ, રોગી અને નાના કદની થાયછેઃ અને તે પણ બરાબર નહિ ઊછરવાથી છેવટે ઘણીખરીનો ક્ષય થઈ જાયછે. એમ નાના પુરૂષને પણ અનેક તરેહનાં સંકટ મોટી સ્ત્રીથી ખમવાં પડેછે.

પુરૂષ, મોટો ૫૦-૬૦ વર્ષનો અને સ્ત્રી નાની બાર પંદર વર્ષની. આવાં કજોડાં માબાપના પૈસાના લોભથી, તથા કડાં કુળનો ચાંદલીઓ ચેંટી લેવાના અજ્ઞાનથી થયછે; અને એ બેમાંનો કોઇપણ જાતનો સ્વાર્થ પૂરો થાય એટલે પોતે બહુ સારૂં કર્યું એમ માની તેઓ ફૂલાયછે. પણ વિચારબુદ્ધિથી જોતાં માલૂમ પડેછે કે તેમની તેવી સમજણ નીતિવિરૂદ્ધ તથા નુકસાનકારક છે. છોકરાંને પાળીપોશીને મોટાં તથા સુનીતિવાન અને સુખી કરવાં એ માબાપનો ધર્મ છે; તેનાથી ઉલટાં ચાલી તેઓ પોતાનાં કુમળાં બાળકોને એવી રીતે અજ્ઞાનતાનાં કામ કરી દુઃખી કરે, ત્યારે સુખ મેળવવાનો આધાર તેમણે કોના ઉપર રાખવો! શાસ્ત્રમાં પણ એવાં કામ કરવાની મના કરેલી છે, અને કરનારને પાપી ગણ્યાંછે. કેટલાંક માબાપ પોતાની દીકરીને પૈસાદાર બુઢ્ઢા સાથે પરણાવેછે; પણ તેઓ વિચાર કરતાં નથી કે પૈસો તો ચપળ છે,

એટલે આજ છે ને કાલ નથી. સવારમાં સટ્ટાનો વેપાર કરે ને સાંજે બધો પૈસો ખોઇ બેસે. તે પ્રમાણે તેની પાસેથી નાણું ગયું તો તે વૃદ્ધ જામાત્ર પોતાનું તથા પોતાને પરણાવેલી બાળકી જેવી સ્ત્રીનું ભરણ પોષણ શીરીતે બરાબર કરી શકવાનો તેનો વિચાર કરવો જોઇએ. વળી તે થોડા દિવસનો પરોણો દેહત્યાગ કરવા પછી પોતાની દીકરીની કેવી સ્થિતિ થવાની તે ઉપર પણ ધ્યાન આપવું જોઇએ.

જુવાન છોકરીને વૃદ્ધ પુરૂષ ગમતો નથી. કારણકે તેની ( પુરૂષની ) ચામડી મડદાલ જેવી થઇ જવાથી કરચોલીઓ પડી ગેંડા માફક લટકતી હોયછે; દાંત પડી જવાથી બોલતાં થૂંકતો એટલું ઊડે કે સામા મોઢે તેની સાથે વાત પણ ન કરી શકાય; અને આંખે તો એટલું બધું દેખે કે હાથ ઝાલ્યા સિવાય ઘરમાંથી બારણે પણ ન જઇ શકે! વળી બેઠો અથવા સૂતો હોય ત્યાંથી ઊઠવું હોય તો એક માણસ જોરભેર બાવડું પકડે ત્યારે બીજા હાથે લાકડીનો ટેકો દઇ ઊભો થાય, અને ઊભો થાય એટલે કેડમાંથી વળી ગયેલો, તથા આંખોમાં અને ગાલમાં ખાડા પડી ગયેલો દેખાય, તેથી આઘેથી ચાલનાર અજાણ્યું માણસ તો વેહેમમાં પડે કે એ 'ઉરાંગઉટાંગ વાંદરો તો નહિ હોય! તેની દાઢીના વાળ સુવરના જેવા કકરા અને માથાના વાળ ધોળા રેશમના જેવા પળી ગએલા હોય; વળી નસકોરાં મોટાં રાફડા જેવાં દેખાય તથા તેમાં વખતે છીકણી એટલી બધી ભરેલી હોય કે કાંઇ સુમાર નહિ, અને તે ઊંઘતો હોય તો નાનાં છોકરાં ભરઊંઘમાંથી છળી ઊઠે એટલો તેનો ઘોર થાય. તે સિવાય સઘળા શરીરનો આકાર તથા ચેહેરો ઘણો કદરૂપો થઈ ગએલો હોય, તોપણ જીભ તો બાર ગજની હોય છે. આખો દહાડો લવલવ કરીને તેની સુકુમાર તરૂણ સ્ત્રીને એટલી કાયર કરે કે કાંઈ મણા નહિ; તેથી તેને જીવ્યા કરતાં મરવું ઘણું સારૂં લાગેછે.

એવી સ્ત્રીનાથી ઘરની બહાર પણ જવાતું નથી; કેમકે ક્રૂર કાળજાંનાં માબાપે તેને પળા વેંઢારવાની સોંપી હોય તેની ઠઠમઠમાં આખો દિવસ અને રાત જાયછે. પછી તે કંટાળીને માબાપને ગાળો ભાંડીને કહે છે કે, મારે કર્મે આવો વરક્યાંથી શોધી કાઢ્યો! મારી ગોર્યો કરેલી ક્યાં ગઇ! તથા *ગૌતરાટની લાંઘણો પણ કેમ કામમાં આવી નહિ, તથા મેં કરેલાં સઘળાં વ્રત, તથા સ્નાન દાન વગેરે ક્યાં દટાઇ ગયાં કે મારા નશીબેઆવો બુઢ્ઢો વર મળ્યો!! એ સિવાય ઘણા ઘણા વિચાર કરી દૈવને અને નશીબને માથે પણ દોષ મૂકી નિસાસો નાંખેછે તથા પોતાને દુઃખી કરનાર માબાપને શાપ દેછે. હવે વિચાર કરો કે દીકરીને આવા દુઃખના ખાડામાં નાંખનાર માબાપ કેવાં નિર્દય તથા કઠણ કાળજાનાં હશે ! એવાં માબાપ કુળાભિમાન વગેરેને લીધે દીકરીના સુખનો કંઈપણ વિચાર કરતાં નથી, પણ કહેવુંજ જોઈએ કે ખોળામાં પત્થર ઘાલીને પરણાવેછે, તથા કન્યાદાનમાંજ રંડાપો આપેછે! બુઢ્ઢા વરને પરણેલી બિચારી ગુલાબના ફૂલ જેવી સકોમળ છોકરી ધૂળને ઓજં થઇ જાયછે, અને તેની સઘળી આશાઓ પાણીના પરપોટાની પેઠે નિષ્ફળ થઇ જાયછે. સુખ ભોગવવાના દહાડા જે ખરેખરી ભરજુવાની એવી અવસ્થા જ્યારે સ્ત્રીની થાય, ત્યારે મરવાને ભોંય સૂંઘતા ડોસાના રામરમી જાયછે, એટલે "બીબી મીઆં જોગ, ત્યારે મીઆં ઘોર જોગ" એ કહેવત પ્રમાણે બનેછે! આજ માણસના આયુષ્યનું પ્રમાણ રહેલું નથી, અને અધુરામાં પૂરૂં કોલેરા જેવા દુષ્ટ રોગની ઉત્પત્તિ થઇછે, કે જેના સપાટામાં સપડાવાની નાના મોટા અને વૃદ્ધ સૌને ફિકર રહેછે, તે છતાં પણ અંધ માબાપ ઘરડા પુરૂષને પોતાની દીયરી પરણાવેછે એ કેટલું બધું ખેદ કારકછે!

---

*ભાદરવા મહિનામાં સ્ત્રીઓ ગાય પુજવાનું વ્રત કરેછે તે.

પછી તે દીકરી થોડી મુદતમાં વિધવા થઈ બાળરંડ બનેછે; અને એવી બાળરંડ વિધવાને પોતાનો ભવ પૂરો કરતાં ઘણી મુશીબત પડેછે. કજોડાના કષ્ટથી અકળાયલી સ્ત્રીના મનના ઊભરા કેવા નીકળેછે તે બાળલગ્ન બત્રીસીમાંની નીચેની ગરબીમાં ઠીક દર્શાવ્યાછે.—

## ગરબી.

કયહાં ગયોરે પેલો મોરલીવાળો અમારા ઘૂંઘટ ખોલીરે. એ રાગ.
માત પિતારે તમે જોઇ કજોડું, જિવતિ મને તો મારીરે!
લાજ શરમ મુકિ આજ હું કહુંછું. ઉર અકળામણ ભારીરે!. ૧
બળું બળુંરે હું અબળા બાળા, ચોગમ ફરતા દવમાંરે;
કયા જનમનાંજ વેરરે વાળ્યાં, થઇ માબાપ આ ભવમાંરે; ૨
વાંક કરમનો હું કેમજ કાઢું, બોલશો માજ નકામાંરે.
હાથે કરી તમે દીઠે નરખી, નાંખિ મને કૂવામાંરે. ૩
કહોને તમે શું જોઇ વિચારી, દીધિ મને આ વરનેરે?
શુંજ કરૂંરે હું વર વીનાના ખાલી ખંડેર ઘરનેરે? ૪
પૈસા તે પર શું પૂળો મૂકું? કુળને કહો શું ફૂંકુંરે?
છાકિ નથી પણ થાકિ એ માડી, શું કહું ભાગ્યજ ફૂટયુંરે. ૫
ડાહાપણ બધું મન જાણું પણ આ, જોબન નહિ કંઇ જાણેરે;
વ્હાલીપ વણ સ્વપ્ને પણ તેતો, બીજિ ન વાત પ્રમાણેરે. ૬
પળે પળે પિયુ પિયુ પોકારે, નિશ દિન તન મન મારૂંરે.
શુંજ કરૂં ને અરે કયાં હું જાઊં? ધીરજ કઇપેર ધારૂંરે? ૭
અમથિ હવે તું શિદ આંખ ભરે મા? પહેલું ન કાંઈ વિચાર્યુંરે!
સ્ત્રિને સ્વામિના સુખ સરીખું, કહેને કયું બિજું પ્યારૂંરે?૮
બાપ કદિ ન સમજે સ્ત્રીગુણ પણ, તુંતો હતી સ્ત્રીજાતીરે;
શું જોઇ તૂં દોડિરે પુંખવા, ગાતિ વ્હાતિ ને હરખાતીરે? ૯
સાપજ આડો શેં નહિ ઉતર્યો? માંડવો શેં નહિ લાગ્યોરે?
ધરતિ ધ્રૂજી ન કયમ પેઠી પાતાળે? ગગન ઘુમટ કાં ન ભગ્યોરે! ૧૦
સાંખી રહ્યોરે કયમ ઉપરવાળો, અશરણશરણજ આપેરે?

ઘોર અધર્મનું કર્મજ કર્યુંરે, નિર્દે નિડર માબાપેરે! ૧૧
ડર્યાં ન દીનબંધુને ધાકે! ડર્યાં ન દારૂણ દુખથીરે?
ડર્યા ન કુળને કલંકજ લાગે! ડર્યા ન માણસ મુખથીરે ! ૧૨
ડર્યા ન દિલમાં દેવથિ તેને, દાઝ શિ દિકરિનિ હોએરે ?
મરે કરે છો કર્મે સર્જ્યું, મૂરખ તે નહિ જોએરે. ૧૩
માત પિતારે મને માફ કરો પણ, મૂરખ તો સો ફેરીરે;
લાભ અરથ લવ લેશ ન તોએ, પુત્રી પાપમાં પ્રેરીરે ! ૧૪
ધર્મ અરથ કે કામ ન જોવો, લોક કરે તે કરવુંરે;
આથિ મુરખતા બીજી કેવી? આથિ શું બીજું વરવુંરે ? ૧૫
ઓખાહરણ તમે હરખે હરખે, સાંભળિને શું કીધુંરે ?
બાણે બાહુ તો શાણે માબાપે, નાક કપાવ્યુંજ સીધુંરે ? ૧૬
કહાવે વિધાત્રી વેરણ તે પણ, રહી રમાનિ મદતમાંરે;
કરી મદત માનવિને જણાવ્યું, જોડુંજ સરજું જગતમાંરે. ૧૭
હરણ હરણિ ને મેના પોપટ, સારસ રસના જ્ઞાતારે,
પશુ પંખી માનવ દાનવ કે, દેવનું જોડુંજ જ્યાં ત્યાંરે. ૧૮
જોડુંજ સરજ્યું જગતમાં તો ક્યમ ? કોથિ કજોડું કરાએરે,
કોઈ કરે કમઅકલ નવલ તો, સહજ સજોડું જોડાએરે. ૧૯

વૃદ્ધ પુરૂષને પણ ઘડપણમાં પરણવાથી ઘણુંક દુઃખ ખમવું પડે છે. રળવાની શક્તિ ન હોય તોપણ ગમેતે પ્રકાર પેદા કરી પોતાનું અને પોતાની તરૂણ સ્ત્રીનું પોષણ તેને કરવું પડેછે, તથા તે દુઃખથી કંટાળેલી સ્ત્રી જે કંકાસ કરે તે પણ સાંભળી રહેવો પડેછે. એવી અનેક તરેહની ઉપાધી અને ચિંતાને લીધે આખર અવસ્થામાં પણ તે ઇશ્વર ભક્તિ કરવા પામતો નથી, પણ કહેવુંજ જોઈએ કે નરકના કુંડમાં પડેછે. આ સિવાય ઘણી જાતનાં દુઃખ સહન કરવાં પડેછે.

## ગમતું અણગમતું.

આંવાં કજોડાં થવાનું મુખ્ય કારણ બાળલગ્ન છે. કેમકે નાની ઉમરમાં છોકરાને પરણાવવાથી પાછળથી ઓરી, અ-

છબડા, * સૈયડ, ઉટાંટીઓ, †વરાધ, રતવા અને બીજા ગડ-ગુમડના વ્યાધિ થવાથી, મરતાં મરતાં બચે તો ઘણીખોડો આ-વેછે, તેથી પાછળથી એક બીજાને ગમતાં નથી. વળી નાન-પણમાં પરણે તેથી એક બીજાનો સ્વભાવ કેવોછે તેની ખબ-રં પડતી નથી તેથી પણ અણબનાવ થાયછે.

સ્ત્રી અથવા પુરૂષ એમાંથી ગમે તે શરીરે ખોડ ખાંપ-ણવાળું હોય તો તે એક બીજાને ગમતું નથી. જો સ્ત્રી ખોડ-વાળી હોય તો પુરૂષને તેનું દુઃખ ઓછું ખમવું પડેછે, કેમકે તેને બીજી સ્ત્રી પરણવાની છૂટછે. પરંતુ પુરૂષ જો તેવો હોય તો સ્ત્રીને ઘણું દુઃખ ભોગવવું પડેછે. રોગી અથવા ખોડીલા પુરૂષની સ્ત્રીને ઘણાં સંકટ સહન કરવાં પડેછે, અને સંસારનું કાંઈ પણ સુખ તે પામી શકતી નથી. વળી બંનેનું ભરણ પો-ષણ કરવાનું કામ પણ વખતે તેનેજ માથે આવેછે. અને તે સિવાય બીજી ઘણી તરેહની ચિંતામાં તેવી સ્ત્રી સો-સાઇ જાયછે.

સ્વભાવમાં ગમતું અણગમતું હોવાથી પણ ઘણાં માઠાં પરિણામ નીપજેછે. સ્ત્રી પુરૂષ બંને લાયક ઉમરનાં તથા ડાહ્યાં હોય, અને ખાવા પીવાનું સુખ હોય, તે છતાં તેમનો એક બીજાનો સ્વભાવ જો મળતો ના હોય તો તેથી ઘણી ખરાબી નીપજેછે. જૂદા સ્વભાવનું માણસ એક બીજાને દીઠે પણ ગમતું નથી, અને બીજી જાતનાં કજોડાં કરતાં આ કજોડાથી ઘણાં દુઃખ ઉત્પન થાય છે. વિરૂદ્ધ પ્રકૃતિના પુરૂષની સ્ત્રી તેવા

* એક પાંત્રીશ વર્ષના પુરૂષને સૈયડ (મોટા બળીઆ) નીકળેલા મેં નજરે જોયાછે.

† એ રોગપણ એક છોકરી પંદર વર્ષની થઇ ત્યાંસુધી તેને થતો હતો, અને હજી પણ તે મટયોછે કે નહિ, તેની ખાત્રી નથી.

પુરૂષ સાથે રહેવા કરતાં મરવું સારૂં ગણે છે. અને પુરૂષ પણ એમ સમજેછે કે આવી સ્ત્રી સાથે રહેવું તે કરતાં વેરાગી થઈ નીકળી ગયા હોઇએ તો નિરાંત થાય! બંને જ્યારે ઘણાં કંટાળેછે ત્યારે આવા વિચાર આખરે એક બીજાને કહી બતાવેછે, અને તેમાંથી અંટસ વધી પડયાથી છૂટાં પડેછે અકળાયલો પુરૂપ ઘરછોડીને દેશ પરદેશ ભટકીને દહાડા કહાડેછે, અને તેની તજેલી સ્ત્રી પોતાનો મનખો પીયરમાં પૂરો કરેછે! પરંતુ પીયરમાં પણ તેને સુખનો દહાડો મળતો નથી. કારણ કે જુવાન દીકરીરૂપી સાપનો ભારો સાચવવો પડેછે તેથી માબાપને તે અણગમતી થાયછે. વળી ભોજાઇ પણ હમેશાં નજીવાં કારણોને લીધે તેને દમ્યા કરેછે, તથા લોકો પણ સારી નરસી વાતો કરી બાળેછે. આથી કંટાળી છેવટે તે કૂવો હવાડો કરી અગર કોઈ ઝેરી પદાર્થ ખાઇ પોતાના દેહનો કાળ કરેછે! એમ વિયોગી અવસ્થામાં, તથા અનેક દુઃખ ભોગવીને ગમતા અણગમતા કજોડાવાળાં સ્ત્રી પુરૂષ પોતાનો ભવ પૂરો કરે છે.

સ્વભાવ મળતો આવ્યા સિવાય મન મળે નહિ,અને પૂરતી તપાસ કરી એક બીજાની પસંદગીથી પરણ્યા સિવાય સ્વભાવ મળતો આવવો દુર્લભ. હાલમાં તો પરણ્યા પછી જ્યાંસૂધી એકઠાં રહેતાં નથી ત્યાંસૂધી વરકન્યા એક બીજાને પૂરાં ઓળખતાં પણ નથી તો સ્વભાવ મળતો છે કે નહિ તેનો તપાસ તેઓ ક્યાંથી કરી શકે!

## બુદ્ધિમાન્ અને અજ્ઞાન.

(એટલે દુષ્ટ કભારજા સ્ત્રી અને સારો પુરૂષ, તથા
દુષ્ટ પુરૂષ અને ગુણીઅલ સ્ત્રી.)

જે પુરૂષને ખરાબ સ્ત્રી મળી હોય તે જીવતા સૂધી બળ્યા કરેછે, તથા નિરંતર કજીઓ કંકાસ અને લડાઇ ટંટો

ચાલ્યા કરેછે તેથી કશો કામ ધંધો પણ તેને સૂઝતો નથી, અને હમેશાં આપદામાં ને આપદામાં સૂકાઈ જાય છે. તેની દુષ્ટ સ્ત્રીના મોઢામાંથી નીકળતાં કોવાડાના ઘા જેવાં વચનો તથા હુંકારા તેને ખમવા પડેછે; તથા તેના કંકાસ આડે તે ઘરમાં પણ રહી શકતો નથી. સારૂં નરસું તથા મોડું વહેલું જે રાંધે તે ખાઇને તુરત પોતાને ધંધે જતો રહેછે, તેથી કોઇ દિવસ બંને જણ ભેગાં બેશીને સુખ દુઃખની વાતો તો કરવા શેનાંજ પામે! ઘરમાં ખાવા પીવાનું તથા બીજું સુખ હોય, પણ પુરૂષને જો દુષ્ટ સ્ત્રી મળે તો તે સુખનો ઉપભોગ બરાબર નહિ થઇ શકવાથી તે નકામાં થઇ પડેછે, અને "સ્ત્રી બગડે તેનો ભવ બગડે" એ કહેવત પ્રમાણે તેની આખી જીંદગી ધૂળ થઇ જાયછે. દરરોજ વહાણું વાયું કે દુષ્ટ સ્ત્રી લડવાના ઉપાય કરે અને તેના સપાટામાં જો કોઇ આવે નહિ તો પોતાનાં બાળકોને મારી ઝુડીને પણ કંકાસ કરે ત્યારે તેના જીવને નિરાંત વળેછે. નબોલવાનાં વચનો બોલીને તેના પુરૂષનું અંતઃકરણ બાળી મૂકે, ઘરની તથા સામાનની કોઈ રીતે સંભાળ રાખે નહિ, અને પુરૂષ બિચારો ઘાંચીના બળદની પેઠ રળી રળીને મરે, તે તે કભારજા અનેક રીતે બિનઉપયોગી કામમાં બેશીકરાઇથી વાપરી નાંખેછે. પછી તેનાં આવાં કૃત્યોથી પુરૂષ જ્યારે કંટાળેછે ત્યારે લમણે હાથ મૂકી નિશ્વાસ નાંખી અફસોસ કરેછે અને દૈવને માથે દોષ મૂકેછે કે મેં તારા શા અપરાધ કર્યા હશે કે તેં આવી સ્ત્રી મારે માથે મારી! વગેરે નઠારી સ્ત્રીથી કેટલું દુઃખ ભોગવવું પડેછે તે જેને વીતી હોય તેજ બરાબર જાણે. કવીશ્વર દલપતરામભાઇએ રચેલી આ નીચે દાખલ કરેલી ગરબીમાં દુષ્ટ સ્ત્રીનાં લક્ષણનો સારો ચિતાર આપ્યોછે.

## ગરબી.

ભાઇયો જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતર ઊંડી. ટેક.
લાજ તજીને લડાઇ કરે નિત, ભાળવા લેક ભરાય;
સારા મનુશના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભાઈ૦ ૧
જેમ બીલાડી ઊંદરને જુવે, એમ નાથ સામાં કરી નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં વાંક કાઢે વેણ. ભાઇ૦ ૨
ચાર ઘડી પેઊ ચઊટે ટળે, ત્યારે સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા૦ ૩
પોહોર ચડે દીન પોહોડીને ઊઠે, ચોંપે લડાઇનો ચાલ;
જો લડનાર કોઈ ન જડે તો, પડતાળે પોતાનાં બાળ. ભા૦ ૪
સ્નેહ કરી કદી સ્વામી સંઘાતે, બેશી ન બોલે વાત;
ધુમાડાની પેડે ધુંધવાતી, રહે રેશ ભરી દીન રાત. ભા૦ ૫
પેઊ થકી તો ઘણીજ પોતામાં, સમજણ જાણે સદાય;
દૈવ થાકે તો મનુશના મુખની, શીખામણે શું થાય. ભા૦ ૬
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરૂખીના મોહોડાના, તેજ ટુંકારા ખાય. ભા૦ ૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડાહ્યાપણુનો ધનવંત કહે, કોઇ ગરવ ન કરશો લગાર. ભા૦ ૮

હવે જ્યારે દુષ્ટ પુરૂષ અને સુધરેલી તથા સારી સ્ત્રી હોય ત્યારે તેને કેવું દુઃખ પડેછે તે જાણવું જોઈએ. પુરૂષ તો કુળવાન કે પૈસાદાર હોય તો બીજી સ્ત્રી પરણે અગર પરદેશ જઈ રહે, અને તે સિવાય બીજા ઉપાય પણ કરે. પરંતુ હાલના વખતમાં સ્ત્રીને તો મરતા સૂધી કંઈજ ઇલાજ રહેતો નથી. જે નાતોમાં નાતરાં કરવાનો ચાલ છે તેમાંતો સ્ત્રીઓને ઘણું દુઃખ રહેતું નથી, પરંતુ બ્રાહ્મણ વાણિયા વગેરે કહેવાતી ઊંચ જ્ઞાતિના લોકોની સ્ત્રીઓને ભારે સંકટ ખમવું પડેછે. દુષ્ટ પુરૂષથી સુધરેલી સ્ત્રી દરેક વિચારમાં વિરૂદ્ધ પડેછે, અને ઘણીની વિરૂદ્ધતાને લીધે ઘરનાં બીજાં માણસોની

સાથે પણ તેને સલાહ સંપ રહેતો નથી. બાયલા ધણીને લીધે સાસુ, નણંદ, તથા દેરાણી જેઠાણી વગેરેનાં અનેક તરેહનાં મેહેણાં ખાઇ હુંકારા તુંકારા સહન કરવા પડેછે. વળી તેઓનાં કરેલાં સાચાં જૂઠાં સાંભળીને તેનો મૂર્ખ પુરૂષ તે બિચારી નિરપરાધી સ્ત્રીને વગર તપાસે માર ઝૂડ કરી દુઃખી કરેછે. ભાઇ સાહેબમાં સારા ગુણ કે લક્ષણ નહિ હોવાથી તથા કમાવાની શક્તિ પણ મળે નહિ તેથી માબાપ અને ભાઇઓથી જૂદા રહે એટલે પોતાનું ગુજરાન ચાલે એટલું પેદા કરવાની શકિત પણ મળે નહિ તેથી વ્યવહાર ચલાવવાને બહુ વિપત્તિ પડેછે, અને અનેક તરેહનાં દુઃખ ભોગવી મેહેનત મજુરી કરી જન્મારો ગાળેછે. વખતે જો કોઇ કામ બગડે અગર કોઇની સાથે લડાઇ ટંટો થાય, તો તેની દાઝ સ્ત્રી ઉપર કાઢી રાંડ રાંડ કરી ગાળો ભાંડી ખૂબ ખોખરી કરેછે, તથા એના પીયરનાં બીજાં સગાંને પણ પુષ્પળ ગાળો ભાંડેછે. એ સિવાય ઘણી તરેહનાં દુઃખ સુધરેલી સ્ત્રીને દુષ્ટ પુરૂષ સાથે પાનું પડવાથી ભોગવવાં પડેછે. એવા મૂર્ખને તો મૂર્ખી મળે ત્યારેજ પૂરી પડે. પણ બિચારી લાજવાન સ્ત્રી ફજેતીથી ડરી સઘળાં દુઃખ ખમી રહેછે, અને ઊંડો નીસાસો મૂકી માબાપને ગાળો દેઇ કહેછે કે આવો મૂર્ખ પુરૂષ મારે માટે ક્યાંથી સોધી કાઢ્યો કે હું જન્મારા સૂધી દુઃખી રહી!! આવી અવસ્થામાં જ્યારે તેને અસહ્ય દુઃખ પડેછે ત્યારે આત્મહત્યા કરવાને પણ પાછી હઠતી નથી. સ્ત્રીએ પુરૂષનો વિશ્વાસ અને આધાર રાખવો જોઇએ, માટે તેની સાથે તો સર્વે કામમાં પ્રસંગ પડે; તેથી પુરૂષ જો નઠારો તથા અણસમજુ હોય તો સ્ત્રીને ઘણું સોસવું પડેછે. દુષ્ટ પુરૂષ વિષે પણ કવીશ્વર દલપતરામભાઇએ અસરકારક ગરબી કરીછે તે આ નીચે દાખલ કરીછે.

## ગરબી.

કહું નર દુષ્ટની કાણીરે, સુણો સહુ સ્નેહજ આણી. ટેક.
મોડું વેહેલું કામ સુધરે કે, બગડે એ માણુસ માત્રની રીત;
પોતે કરચું તેતો પાધરૂ જાણે, નારીને મારે નીત. કહું૦ ૧
સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ;
વાંક વિના વનીતાને તજે તો, તે નર ખરને તોલ. કહું૦૨
કાગડે ઘેરચું ઘુડ ફરે તેમ, ગોરી સદા ગભરાય;
ઘરનાં કરે સૌ દ્વેષ ઘણેરો, તેથી જુદો નહી થાય. કહું૦૩
સાસરીઆંની સાથે લઢી કાડે, રાંડ ઉપર તે રીસ;
સારા માણુસની શિક્ષા ન માને, જેને રૂઠ્યા જગદીશ.ક૦૪
માનનીનું અપમાન કરે નીત, ગાએ નઠારી ગાળ;
તુચ્છ ગણે તીરસ્કાર કરે તો, તે નરનું મોં બાળ. ક૦ ૫
સમજુનો ટંટો તુરત ટળે, કોઈ ઘરડું આવી કહે ઘેર;
ઊંધું કહે કે આડુ જુવે, તેનો પાર આવે શી પેર. ક૦૬
પોતે તો ખાય પીએ ઘણું સારૂં, ને વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે, નિત્યે નઠારૂં, કહો કેમ પ્રગટે પ્રીત. ક૦ ૭
સ્વામી સાંભળતે વાંક વિના, આવી કામનીને લઢે કોય;
સારી રીતે સમાધાન કરે નહી, હીજડા જેવો હોય. ક૦૮
પીયરીયાં પટકુળ ન પુરે, તો સ્વામી કરે સંતાપ;
કહે ધનવંત એ કંથ સ્વરૂપે, પેલા જનમનું પાપ. કહું૦ ૯

ઉપરની બીના વાંચવાથી કજોડાંથી થતાં દુઃખોનો ખ્યાલ સહજ ધ્યાનમાં આવશે. એનો અટકાવ કરવાનો પ્રયત્ન નહિ કરતાં ગાડરીઆ પ્રવાહની પેઠે એમને એમ ચલાવ્યાથી ભવિષ્યની પ્રજા ક્યારે સુખી થવાની! તથા તેમની સ્થિતિ ક્યારે સુધરવાની! માટે સર્વે વાંચનારાંઓને મારે એટલીજ વિનંતિ કરવાની કે, આવાં દુઃખદાયક કજોડાં દૂર કરવાને સૌસાનાથી બને તેટલું કરવુંજોઇએ.વરકન્યાનાં માબાપએ બંનેના સ્વભાવ તથા ચાલચલગત તદબીરથી તપાસી તથા મેળવી ઉમર લાયક થયે

તેમનાં લગ્ન કરે, તો તેથી છોકરાં સુખી થયા વિના રહે નહિ. કુડાં કુળથી અંજાઇ તથા પૈસો દેખી આંધળાં થઇ, અને બીજા લોકોની દેખાદેખી કરી બાળકોનો ભવ બગાડવો એ શું ઓછું ક્રૂરપણું છે? એવું કરનારથી વધારે નિર્દય કોને કહેવાં ? તમે જાણંતાં હશો, દીઠું હશે, તથા ઉપરના લખાણથી પણ માલૂમ પડ્યું હશે કે દરેક જાતના કજોડાથી સ્ત્રી અને પુરૂષ બંનેને આખી જીંદગી સૂધી દુઃખ ભોગવવું પડેછે, અથવા તેઓ વિયોગી અવસ્થામાં રઝળી રખડીને કે આપઘાત કરીને આવરદા પૂરો કરેછે. આવી રીતે અત્યંત દુઃખદાયક જે કજોડાં તે કરવાં એ કોણ પસંદ કરશે? આવા કામની અંદર પુરૂષ કરતાં સ્ત્રીઓને વધારે સમજવાનું છે, કેમકે તેવાં કૃત્ય ઘણું કરીને તેમની કમઅકલથી થાયછે. માટે સર્વે સ્ત્રીઓએ સારૂં જ્ઞાન મેળવી દરેક વ્યાવહારિક કામમાં દેશકાળ પ્રમાણે સુધારો તથા ફેરફાર કરવો જોઇએ.

જે કજોડાં દેશની અંદર આટલી બધી અંધાધુંધી મચાવી અનેક તરેહની હાનિ કરેછે, જે બાળકો તથા તેમનાં માબાપને જન્મ પર્યંત દુઃખી કરેછે, જે તેમના જ્ઞાની પૂર્વજો તથા સુધરેલા દેશને કલંક લગાડી બીજા દેશમાં અપકીર્ત્તિ કરાવેછે, જે પ્રજાને નિર્બળ તથા નિર્ધન કરેછે, જે શિયળ ભંગ કરાવેછે, અને જે કજોડાંથી બીજાં અનેક તરેહનાં દુષ્ટ કર્મ થાયછે, તે શું બંધ કરવાં ન જોઇએ ? જ્યાંસૂધી એ બંધ નહિ થાય ત્યાંસૂધી સઘળી વિદ્યા તથા જ્ઞાન નકામાં છે.

---

## પત્નીધર્મ.

જે સૌભાગ્યવતી સ્ત્રી પોતાના પતિ સાથે નિર્મળ પ્રેમભાવથી તથા સર્વ કાર્યમાં એક વિચારથી વર્તેછે તે પોતે આ-

લોક તથા પરલોકમાં પરમપદને પામેછે એટલુંજ નહિ, પણ તેના પતિ તથા પુત્રાદિકને પણ સર્વ વાતે સુખ કરનાર થાયછે. એવી પત્નીને પતિવ્રતા કહેછે. સતી એ પતિવ્રતા સ્ત્રીનો બીજો અર્થ છે. એવી સતી સ્ત્રીઓ આ ભરતખંડમાં પૂર્વે ઘણી થઇ ગઈછે અને તેમાંની ઘણી પ્રખ્યાત સતીઓનાં નામતો ઘણું કરીને દરેક હિંદુ સ્ત્રી જાણેછે. કેટલીક સ્ત્રીઓતો દાતણ કરીતે 'અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, ને મંદોદરી' એ પાંચ સતીઓનાં નામ દેછે અને એ નામ દેવાથી પોતાને પુણ્ય થયું માનેછે. પતિવ્રતા સ્ત્રીનો પ્રતાપ અને તેની સુકીર્તીની અટકળ એ ઉપરથીજ સહજ થઈ શકશે. આજપણ એવી પવિત્ર પત્નીઓ કોઇ કોઈ સ્થળે જોવામાં આવેછે, તોપણ ઘણી સ્ત્રીઓ એવી છે કે તેમને પત્નીધર્મ સમજાવવાની ખરેખરી અગત્ય છે. મરણ પામેલા પતિની સાથે પોતાની ખુશીથી અથવા સંબંધીઓના બળાત્કારથી બળીમરી આત્મહત્યા કરનારને હું સતી કહેતો નથી; જે સ્ત્રી પોતાના વ્યવહારમાં કુશળ રહે અને તન અને મનથી પવિત્ર રહી પતિના સુખદુઃખની ભાગીઅણ થઇ વર્તે તેને હું તો સતી કહુંછું. પતિવ્રતાના ધર્મ વિષે ધર્મશાસ્ત્રોમાં અને પુરાણાદિ ગ્રંથોમાં ઘણું કહેલુંછે, તેમાંનું કેટલુંક કથન હાલના દેશકાળને પ્રતિકૂળ છે અને કેટલુંક આચરવા યોગ્યછે. એ વિષે વિસ્તારથી લખતાં તો મોટા ગ્રંથના ગ્રંથ થાય, માટે આ નાના નિબંધમાં એ સંબંધી વિવેચન નહિ કરતાં થોડુંક જરૂરનું અત્રે લખુંછું.

શુક્રનીતિ નામના ગ્રંથમાં કહેલુંછે કે—સ્ત્રીએ સવારમાં પતિની પહેલાં ઊઠી, દાતણ પાણી કરી મુખધોઇ, પથારી ઉપાડવી અને વાળી ઝાડીને ઘર સાફ કરવું. ત પછી રસોડું અને રસોઇનાં વાસણ બરાબર શુદ્ધ કરી ચૂલો સળગાવવો. પછી ઘરમાં વાપરવાનાં બીજાં વાસણ, ઘી, તેલ, વગેરે પદાર્થો, ધાન્ય, અને રોજની ખરચી તપાસવી. એ રીતે સવારનું કામ કરી નાહી ધોઇ સ્વચ્છ થઇને સાસુ સસરાને નમન કરી યોગ્ય વસ્ત્રા-

લંકાર ધારણુ કરવાં. પછી રસોઇ તૈયાર કરી સ્વજનોને તથા પતિને જમાડી પરમેશ્વરની પ્રાર્થના કરી પોતે જમવું. ત્યાર બાદ વાસણકૂસણ વગેરે ઘરમાં વપરાતી વસ્તુઓ સાફ અને સ્વચ્છ કરવી તથા દિવસના આવક ખરચનો વિચાર કરવો. સતી સ્ત્રીએ એ રીતે ફરી સાંજ તથા સવારે નિત્ય કરવું.

વળી સ્ત્રીએ મન, વચન, અને કર્મથી શુદ્ધ રહેવું, પતિની આજ્ઞા પાળવી અને તેના હિતના કાર્યમાં મિત્ર સમાન થવું. કદિ ઊંચે સ્વરે, કઠોર, અપ્રિય તથા વગર ખપનું ટાહેલું થાય તેવાં વચન બોલવાં નહિ, કોઇ સાથે નકામો વાદ કરવો નહિ, અને પ્રસંગે વિવાદથાય ત્યારે અયોગ્ય તથા અનર્થનાં વચન બોલવાં નહિ. પતિને ઘણું ખરચ કરાવવું નહિ તથા ધર્માર્થ સંપાદન કરવાના તેના કાર્યમાં આડે આવવું નહિ. પતિને ખુશી રાખી સંસાર રૂડી રીતે ચલાવનાર સ્ત્રીએ આળસ, અવિવેક, ક્રોધ, અદેખાઈ, ચાડી, હિંસા, વિષયાસક્તિ, અહંકાર, આપવડાઇ, સાહસપણું, ચોરી, અને દંભ, એટલાંનો ત્યાગ કરવો. પતિના ધંધામાં પોતાનાથી બને તેટલી સહાય કરવી, અને રંગ રાગ તથા મીઠીવાતો વગેરેથી પતિને આનંદ ઉપજાવવો તથા તેનો નિર્મળ પ્રેમભાવ સંપાદન કરવો. કેમકે સ્ત્રીનું સર્વ સુખ પતિના સુખમાં સમાયલુંછે.

મહાભારતમાં કહેલુંછે કે-જે સ્ત્રી પતિની સાથે સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, રૂડાં આચરણવાળી, જેને દેખીને સુખ ઉત્પંન થાય એવી, પતિમાંજ ચિત્ત રાખનારી તથા હસતા મુખવાળી હોય તે ધર્મ પ્રમાણે ચાલનારી જાણવી. પતિએ કદાપિ કઠોર વચન કહ્યાં હોય કે ક્રોધ કર્યો હોય તોપણ તેના પ્રત્યે જે સ્ત્રી હસતા મુખવાળી રહે તે પતિવ્રતા જાણવી. જે સ્ત્રી પ્રસંન મને કરી નિરંતર ધણીની સેવા ચાકરી કરે, મર્યાદામાં રહે, અને વિનય રાખે, તે ધર્મિષ્ટ જાણવી, કારણ કે સ્ત્રીને પતિ સમાન બીજો કોઇ સ્નેહી તથા સુખદાતા

નથી. માટે પતિવ્રતાએ પતિ તરફ ક્રૂર દૃષ્ટિએ જોવું નહિ, તેને ખરાબ વચન સંભળાવવાં નહિ, અને તેને ન ગમતું એવું કંઈ પણ મનમાં ઇચ્છવું નહિ. જે સ્રીથી તેનો પતિ સંતોષ પામતો નથી તેને પત્ની ગણવી નહિ.

યાજ્ઞવલ્ક્ય કહેછે કે—**यत्रानुकूल्यंदंपत्योस्त्रिवर्ग स्तत्रवर्द्धते** એટલે જે ઘરમાં સ્રી પુરૂષની પરસ્પર અનુકૂળતાછે ત્યાં ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગની દિનપરદિન વૃદ્ધિ થતી જાયછે. વળી એજ મહામુનિ કહેછે કે—પત્નીએ પતિનું વચન પાળવું એ તેનો મુખ્ય ધર્મછે. તેણે ઘરમાંની કામની જણસો જે જે ઠેકાણે જોઇએ તે તે ઠેકાણે બરાબર તજવીજથી રાખવી; સંસાર વ્યવહારની કુશળતા રાખીને નિરંતર પ્રસંન મુખથી હર્ષમાં રહેવું; નકામો ખરચ કરવાની ચાલ છોડી દેવી; સાસુ સસરા તથા ઘરમાંના બીજા વૃદ્ધ માણસોને નમન કરવું, તથા પોતાના પતિને આધીન રહેવું. જે સ્રી પતિનું પ્રિય અને હિત કરવામાં તત્પર રહે, સદાચાર પાળે, ઇન્દ્રિયોને જીતે' એટલે તેમને કબજામાં રાખે, તેને આ લોકમાં સાચી કીર્તિ તથા પરલોકમાં ઉત્તમ ગતિ મળેછે. વળી મનુ કહેછેકે--ઘરમાં સ્રીએ સદા મન રાજી રાખી રહેવું, અને ઘરના કામકાજમાં સદા કુશળ રહેવું. ઘરનાં વાસણની તથા સરસામાનની સારી પેઠે સંભાળ રાખવી, અને તમામ ખરચમાં હાથ મોકળો ન રાખવો. કોઇએ પોતાને અવગુણ કર્યો હોય તો તે ન ગણકારી ક્ષમાવાન્ રહેવું; નિયમ તથા વ્રત પાળવું; સર્વ ઈન્દ્રિય વિષય દૂર કરી સદાચરણના નિયમ પાળવા; અને જે સ્રીઓ એકજ પતિના સુખદુ:ખમાં વળગી રહેલીછે તેમના જેવો ધર્મ પાળવાની ઇચ્છા રાખવી. જે કુળમાં ધણી ધણીઆણીને બનેછે એટલે સ્રીથી તેનો ભર્તાર સંતુષ્ટ રહેછે અને ભર્તારથી સ્રી સંતુષ્ટ છે તે કુળમાં સદા કલ્યાણનો નિવાસ છે. જે સ્રીનો પતિ તેના (સ્રીના) ભરણ પોષણનો બંદોબસ્ત કરી પ-

રગામ ગયો હોય તેવી સ્ત્રીએ ઝાઝો ઠાઠમાઠ કર્યા વિના બરાબર નિયમથી રહેવું; અને કદિ ભરણ પોષણની ગોઠવણ કર્યા વિના પતિ પરદેશ ગયો હોય તો જેથી નિંદા થાય નહિ એવો નિર્દોષ ધંધો કરી પોતાનો નિર્વાહ ચલાવવો. આ પ્રમાણે નારીવૃત પાળી મન, વાણી અને દેહને જે સ્ત્રી વશ રાખેછે તે આ જગત્માં ભારે કીર્ત્તિને પામેછે અને પરલોકમાં પણ પોતાના સ્વામી સાથે સ્વર્ગને પામેછે.

ઉપર મુજબ ધર્મશાસ્ત્રમાં પત્નીધર્મ વિષે કહ્યુંછે, તે દરેક ગૃહસ્થાશ્રમી સ્ત્રીએ અંગિકાર કરવા લાયક છે. સંસારસુખનો ખરો આધાર પત્નીધર્મ બરાબર પાળવા ઉપર રહેલોછે.

છોકરાંને સારી રીતે ઉછેરી તથા કેળવી આગળ ઉપર તેઓ આરોગ્ય, સદ્ગુણી અને સદાચરણી થઈ સર્વ વાતે સુખી તથા પ્રતિષ્ઠાપાત્ર થાય તેવાં કરવાની કાળજી રાખવી એ પણ માતા તરીકે સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. આ વિષે પાછળ બાળરક્ષણવિધિના વિષયમાં વિસ્તારથી કહેલું છે માટે અહિં તેની પુનરૂક્તિ કરવાની જરૂર જણાતી નથી.



# સ્ત્રીઓની નીતિને નુકસાન કરનાર કારણો.

આ દુનિઆમાં જેમ સુખ અને દુઃખની જોડી ગણાયછે તેમ સારા નઠારાની પણ જોડી હોય એમ લાગેછે. તેજ પ્રમાણે કેટલીક સારા સ્વભાવની તથા રૂડા આચરણની સ્ત્રીઓ હોયછે અને કેટલીક કર્કશાઓ એવી પણ હોયછે કે તેમની રહેણી કરૂણીથી સ્નેહી સંબંધીઓને તથા કેટલેક અંશે બીજી સારી સ્ત્રીઓને જાણે અજાણે પણ થોડું યા ઘણું નુકસાન થાયછે. એવી સ્ત્રીઓનાં ભૂંડાં આચરણનું વિવેચન કરવાથી કંઈ લાભ નથી તેમ તેની જરૂર પણ નથી. પરંતુ સ્ત્રીજાતિ જે સ્વભાવે શરમાળ અને લાજવાળી ગણાય છે તે એ

પ્રમાણે દુરાચરણી થવાનાં શાંશાં કારણો છે તે વિષે વિચાર કરવાનો મારો ઈરાદો છે.

આ વિષે વિચાર કરતાં એમ માલૂમ પડેછે કે, છોકરીઓને ઉછેરી મોટી કરવામાં માબાપની—તેમાં વિશેષે કરીને માની અજ્ઞાનતા અને બેદરકારીનું એ પરિણામ છે. છોકરી સદ્‌ગુણી અને સદાચરણી થાય એવી રીતે તેને ઉછેરવા અને કેળવવાની કાળજી મા જો બરાબર રાખેતો ખચીત તે આગળ ઉપર સારી સ્ત્રી થાય. પરંતુ આજ આપણે જોઇશું તો ઘણી માતાઓ એ વિષે કંઇ પણ કાળજી રાખતી નથી અને તેથી ગાડરીઆ પ્રવાહની પેઠે માને જેમ કરતાં કે ચાલતાં દેખે તેમ છોકરી પણ શીખેછે, અને નાનપણથીજ દૃઢ થયેલી રીત ભાત મોટપણે પરિપક્વ થઇ વધારે ખરાબી નીપજાવેછે. વળી સરખી રીતે ઉછરેલી તથા વગર કેળવાયલી એવી તરૂણીઓ એક બીજીની સાથે વાતો ચીતો કરીને તથા પરસ્પરનાં આચરણ જોઈને વધારે બગડેછે, અને તેમની છોકરીઓ થાય તે પણ એવીજ નીવડેછે. કહેવત છે કે 'ઘડા પ્રમાણે ઠીકરી ને મા પ્રમાણે દીકરી.' માટે છોકરીઓને નાનપણથીજ સારી કેળવણી મળે એવો બંદોબસ્ત થવાની ઘણી જરૂર છે. માએ છોકરીઓને નઠારી રમતો રમવા દેવી, ભૂંડી વાતોમાં ભેળવવી કે સાંભળવા દેવી, તેમના દેખતાં બેપરવાઇથી કે પ્રમાદથી કે બાળક શું સમજેછે એમ ધારીને ગમે તેમ વર્તવું, ખાધાગળો રાખવો અને રખાવવો, તેમના દેખતાં ઘરમાં કજીઓ કંકાસ કરી સુખનો નાશ કરવો, તેમની સમક્ષ જૂઠું બોલવું કે ચોરી કરવી કે કોઈને છેતરવું અથવા એવી રીતે કરવાને છોકરીઓને શીખવવું, એ આગળ ઉપર સ્ત્રીઓ થઇ સંસારમાં પડનાર છોકરીઓના હકમાં બહુજ નુકસાન કરતા છે, અને તેમની રહેણી કરણી ભ્રષ્ટ થવાનાં મૂળ પણ તેજ છે. માટે સ્ત્રીઓની નીતિ સાચવવાને માટે છોકરીઓને સારી રીતે ઉછેરે તથા

કેળવી શકે એવી માતાઓ હોવી જોઇએ.

ઘણે ઠેકાણે ગોર્યોમાં છોકરીઓ રડેછે, કૂટેછે, તથા બીજી ઘણીક નઠારી રમતો રમી મસ્તી કરેછે તે પણ તેમની નીતિમાં નુકસાન કરતા છે.

મોટાં શેહેરોમાં કેટલીક નિર્લજ સ્ત્રીઓ જાહેર રસ્તાઓ ઉપર અથવા મહોલ્લાઓમાં રહેછે તે પણ સ્ત્રીઓની નીતિને નુકસાન કરતા થઇ પડેછે. તેમના પાડોશમાં અને સહવાસમાં રહેનાર કુટુંબની સ્ત્રીઓને એ કુલટાઓનાં કુકર્મનો ચેપ વખતે લાગે એ માનવા જોગ છે. કહેવતછે કે 'પાડોશીનું કર્મ ના આવે પણ સોજ તો આવે.' જે જાહેર રસ્તા ઉપર એવી નઠારી રાંડો રહેછે તે રસ્તેથી જેમને ઘણી વખત જવું આવવું પડતું હોય તે સ્ત્રીઓને એ રાંડોના ચાળા ચેટકનો નાદ વખતે લાગે તો તેથી પણ તેમની નીતિમાં વિકાર થાય. માટે એવી કુકર્મી રાંડોને શહેર બાહાર ઇલાયદી જગાએ રાખવાની ગોઠવણ સરકાર તરફથી થાયતો ઘણું સારૂં.

બાળલગ્ન એ પણ સ્ત્રીઓની નીતિમાં ભંગ પાડનારૂં જબરૂં કારણ છે. કેમકે બાળલગ્નથી ઘણાં કજોડાં થાયછે, તેથી સ્ત્રી પુરૂષ એક બીજા સાથે એક મનથી નહિ ચાલવાને લીધે સ્ત્રીઓ સ્વછંદી થઇ છકી જાયછે.

ફટાણાં ગીતોથી પણ પણ સ્ત્રીઓની નીતિ ભ્રષ્ટ થાયછે, માટે તે બાબત પણ નીતિ જાળવવાને માટે બંધ થવાની ઘણી જરૂર છે.

ઠગ મંદીરોમાં દર્શન કરવા જવું એ પણ સ્ત્રીઓની નીતિમાં ભંગ થવાનું કારણ છે. એવાં મંદીરોમાં ઘણાં માણસોની ભીડાભીડ થાય છે તે વખતે કેટલાક બદદાનતના પુરૂષો, સ્ત્રીઓની આબરૂપર હુમલો કરી જોરજૂલમથી અગર કોઈપણ જાતના લોભ કે છળકપટથી તેમને નીતિભંગ કરેછે. તે સિવાય કેટલાંક મંદીરની અંદરના મોટા મોટા માણસો પ-

ણુ ખરાબ નજરના હોવાથી તેમની ચેલીઓ થઇ રહેનાર સ્ત્રીઓ, તેમના સારા અથવા ખોટા હુકમને તાબે થવું એમાં પુણ્ય માની શીયળ ભંગ થાયછે. માટે તેવાં દાંભિક મંદિરોમાં દર્શન કરવા ન જવું તે વધારે સારૂં છે.

નવરાત્રીના દિવસમાં રાત્રે સ્ત્રીઓ જે ગરબા ગાયછે તે-માંથી પણ નીતિ ભંગ થવાનાં કારણો બનેછે; અને તે ઘણા-ખરાના જાણવામાં હશે. માટે સમજુ સ્ત્રીઓએ આબરૂને નુકસાન પહોંચે એવા ગરબા ગાવાથી દૂર રહેવું.

સ્ત્રીઓને ફરવા હરવાની છૂટ નહિ આપતાં ઘરમાંને ઘ-રમાં ગોંધી મૂકવાથી પણ તેમની નીતિમાં ભંગ થવાનો સંભ-વછે, માટે તેમને ફરવા હરવાની ઘટતી છૂટ આપવી જોઈએ.

ભૂંડી વાતો તથા નઠારી ગાળો, એ પણ સ્ત્રીઓની ની-તિમાં ભંગ કરનારાં સાધનોછે. વળી તેથી પાછળ જણાવ્યા પ્રમાણે છોકરાંના મનપર પણ ખોટી અસર થાયછે. માટે સ-મજુ સ્ત્રીઓએ તેથી દૂર રહેવું.

નઠારાં નાટકો તથા ભાંડ ભવાયાના ભૂંડા શ-બ્દોથી ભરપૂર ખેલો જોવા એ પણ સ્ત્રીઓની નીતિમાં વિકાર કરનાર છે. તેમજ કેટલીક વારતાઓ, કથાઓ અને વહેમની કહાણીઓ એવી છે કે તે સાંભળવાથી અથવા વાંચવાથી કાચાં મન વિકારી થઈ નઠારે રસ્તે દોરાય. માટે એવા વિષયનાં પુસ્તકો વાંચવાં નહિ અથવા તેમાંની હકીકત સાંભળવી પણ નહિ.

સ્ત્રીઓને કેવળ ઘરમાં રોકી રાખવાથી તેમનાં મન અને કર્મ જેમ બગડેછે તેમ નાલાયક સ્ત્રીઓને અયોગ્ય છૂટ આપવાથી પણ ઘણી ખરાબી થાયછે. માટે જેને જેમ ઘટે તેમ વાજબી છૂટ આપવી.

અતિ લોભ એ પણ સ્ત્રીઓને નીતિ ભંગ કરેછે. ગા-મડાંમાં ઘણી સ્ત્રીઓ પાછલી રાત્રે તથા ખરા મધ્યાન્હે પણ

વગડામાં છાણાં વીણવા જાયછે ત્યાં તેમાંની કેટલીકની આબરૂ રબારી વગેરે નીચ લોકો તથા ખેડૂતો લૂટેછે. તેમજ શેહેરમાં પણ કેટલાક ધંધા બૈરાં એવા કરેછે કે અંદરખાનેથી તેમની આબરૂ જળવાય નહિ. માટે પૈસાના લોભને લીધે એવાં કર્મ થતાં અટકાવવાં જોઇએ.

ઉપર બતાવેલાં તથા તે સિવાય બીજાં કેટલાંક કારણો સ્ત્રીઓની નીતિમાં વિકાર કરનારાં છે. માટે તે બાબતોનો અટકાવ, તથા તેમાં સુધારો થઇ સુવિદ્યાની કેળવણીનો ફેલાવો થવો જોઈએ. અને જ્યાંસુધી એ પ્રમાણે નહિ બને ત્યાંસૂધી, સ્ત્રીઓ કદિ સુધરવાની નથી. "જેણે મૂકી લાજ તેને નાનું સરખું રાજ્ય" એવું માનનાર સ્ત્રીઓ જે જોવામાં આવેછે, તે સુવિદ્યાની કેલવણી વગર; અને તેથી દેશની સારી સ્થિતિ થવાની આશા રાખવી એ ફોકટજ છે. માટે દેશનું ભલું ઈચ્છનારાં એ, સ્ત્રીઓ સુધરી નીતિમાન્ થાય એ વિષે પુષ્કળ કાળજી રાખી, તેમને સુવિદ્યાની કેળવણી મળે એવા ઉપાયો યોજવા જોઇએ; કે જેથી તેઓ પોતે સદ્ગુણી તથા સદાચરણી થઇ, પોતાની સજાતિય બેનોને તે વિષે સારો ઉપદેશ કરી તેમને સુધારી નીતિમાન્ તથા સદાચરણી કરી શકે. સ્ત્રીઓની નીતિ સુધારવી, એટલે તેઓ શીયળવંત પાળી ઈશ્વરથી ડરીને ચાલે એવી કરવી, એ કામ ઘંણુંજ જરૂરનું છે. તેમ થવાથી તેઓ પોતાના ભરથાર ઉપર સારી પ્રીતિ રાખશે, અને તેથી કુસંપ તથા કજીઓ કંકાસ નહિ કરતાં ધારશે તે સુધારા કરી સકશે.

---

## ફટાણાં વિષે.

### દોહરો.

જીભ જમણુરસ ચાખવા, વળી ગાવા હરિ ગુણ ॥
નહીં ફટાણાં બોલવા, વિવેકવાણી સૂણ ॥ ૧ ॥ દલ૦

બિભસ્ત રસનાં નિર્લજ ગીતોને ફટાણાં કહે છે. આવાં ગીતો ગાવાનો ચાલ દેશના ઘણાખરા ભાગમાં છે; ને તે પણ વિવાહ વગેરેના સારા માંગળિક સમયે!

એવાં ગીતો ગાનારી સ્ત્રીઓને નિર્લજ કેમ ના કહી શકાય? પોતાનો બાપ, ભાઇ, સસરો અને ધણી એમના દેખતાં અને સાંભળતાં એવાં નિર્લજ ગીત નિર્લજ સિવાય બીજું કોણ ગાય? બાજે વખતે જો કોઈ અપશબ્દ બોલે તો તેને રડયા પીટયા કહી ગાળો ભાંડે અથવા આઘું ઓડી ચાલી જાય કે ઘરમાં પેશી જાય, એવી સ્ત્રીઓ સંબંધીઓ અને બીજા સારા માણસોની સમક્ષ ફટાણાં ગાતાં બિલકુલ શરમાતી નથી, પણ પોતાની તારીફ દેખાડવાને આગેવાની કરી મોટેથી તેવાં ગીત ગાયછે. વળી કેટલીક પોતાને તેવાં આવડે માટે, કેટલીક દેખાદેખી, અને કેટલીક વિવાહમાં એવાં ગીત ગાવાંજ જોઇએ એમ સમજીને ગાયછે ગવરાવેછે. એવાં ગીત ગાતાં ગાતાં વખતે વાદ પડેછે, અને તેમાંથી અંટસ પડી તકરાર ઊઠેછે, અને કેટલીકને તો જન્મારા સૂધીનું વૈર બંધાયછે. તે આવી રીતે કે, ફલાણી ગાતી હતી, તેમાં ફલાણીએ મારૂં તથા મારા ધણીનું અને મારા દીકરાનું નામ દેઇ આપીને ગાળો ભંડાવી; પણ હુંજ ખરી કે લાગ આવ્યે તેને એવી ગાળો દેવડાવું. પછી પ્રસંગ આવ્યે તે તેમ કરે એટલે સામીને પાછો ચટકો લાગેછે, અને પેલીએ કર્યું તેમ કરવાની પેરવીમાં રહેછે. આમ થવાનાં ફળ કેવાં થાય તેનો વિચાર વાંચનારાંનાં મનમાં જલદીથી આવ્યા વિના રહેશે નહિ.

ગૂજરાત કરતાં કંઢાવ અને કાઠિઆવાડમાં ફટાણાં ગીતો ગાવાનો ઘણો ચાલછે. ત્યાં તો કેટલેક ઠેકાણે લંઘા કને તેવાં ગીતો ગવરાવેછે. તે લંઘા શરણાઈની અંદર ફટાણાં ગીતો ગાઇને સામસામી એવી જક્કડ મચાવેછે કે વખતે તેઓ મારામારીપર આવી જાય અને તેથી તેમના પક્ષનાઓને પણ

થોડું ઘણું તેવું કરવું [1]પડે. આથી લગ્નમાં વિઘ્ન થઇ વૈર બંધાયછે, અને પૈસા ખરચીને હાથે કરી ફજેતી વ્હોરી લેવી પડેછે. ત્યારે જુઓ ફટાણાંથી કેટલા ગેરફાયદા છે! માબાપ, ભાઇભાંડુ, તથા સાસુ સસરા વગેરે સગાં વાહાલાંની શરમ રહેતી નથી, વ્હાલેશ્રીમાં વૈર બંધાય છે, સુધરેલા લોકોમાં આબરૂ જાયછે, તથા દેશની અંદર અનીતિનો વધારો થાયછે. તો જેમાંથી આવાં માઠાં ફળ નીપજે એવાં ફટાણાં ગાવાં એ કેવું ખોટું કહેવાય! વિવાહનો વખત તેવાં ગીતો ગાવાનો નથી, પણ સારાં માંગળિક ગીતો ગાવાનોછે. વળી તેવાં ગીત ગાનારીની પુત્રીઓ પણ પોતાની માનું જોઇ તેમ કરવા શીખેછે, અને તેથી દિવસે દિવસે વધારે ખરાબી થતી જાયછે. માટે તેવાં ગીત ગાવાં બંધ થવાં જોઇએ, અને તેના બદલે રૂક્ષ્માણિ વિવાહ, શિવવિવાહ, કંકોત્રી, વધાવાનાં ધોળ, મામેરૂં તથા તે સિવાય બીજાં ઘણી જાતનાં અને સરાં સારાં ગીતો છે, કે જે ગાવાથી પોતાનું મોઢું શોભે, સાંભળનાર સજ્જનોને પ્રિય લાગે અને હર્ષ થાય, તથા સલાહ સંપ રહે, એવાં ગાવાં જોઇએ. કેટલાંક ગીત તો એવાં ઉત્તમ હોય છે કે તેમાંથી ઘણી ચતુરાઇ તથા શિખામણ મળે. માટે સર્વે ડાહી સ્ત્રીઓએ ફટાણાં ગાવાનો ચાલ બંધ કરવાની કોશીશ કરવી જોઇએ. એને માટે "સ્વજ્ઞાતિયમાં બોધ" એ વિષમાં ફટાણાં બંધ કરવાની જે તદબીર બતાવેલીછે તેનો ઉપયોગ કરવો ઠીક પડશે.

જે સારા સારા આબરૂદારની સ્ત્રીઓ કહેવાય, તથા જે લોકોના દીઠામાં પણ ભાગ્યેજ આવતી હોય, તેવી સ્ત્રીઓ સરીઆમ રસ્તા ઉપર ઉઘાડે મોઢે ફટાણાં ગાય એ કેવું નિર્લજ તથા શરમ ભરેલું દેખાય છે! વળી જે માણસને કોઇ તુંકારો પણ

---

[1] થોડા વર્ષ ઉપર એક ગામડામાં હજામની નાતમાં તેમ બન્યું હતું.

કરી શકતું ન હોય તથા ગમેતેવો આબરૂદાર માણુસ હોય તોપણ ફટાણાં ગીતો ગાનારી દુષ્ટ સ્ત્રીઓ તેને ગાળો ભાંડે-છે એ શું ઓછો ગજબ કહેવાય! અલબત ઘણોજ, અને તે બંધ થવાની જરૂર છે. મારા જાણવા પ્રમાણે ફટાણાં ગીતો ગા-વાની સરકારની પણ મના છે અને તેવાં ગીત ગાય એટલે બિ-ભસ્ત બોલે તેમને શિક્ષા કરવાનો કાયદો પણ છે. પરંતુ હાલમાં તે કાયદો પૂરતી રીતે અમલમાં આવતો જણાતો નથી. લગ્ન-સરામાં ઠેરેઠેર નિર્લજ બૈરાંનાં ટોળાં એકઠાં મળી નીચાં મો-ઢાં કરી ફટાણાં ગીતો ગાતાં માલૂમ પડેછે. માટે પોલીસે તે વિષે પક્કો બંદોબસ્ત રાખી તેવાં ગીતો ગાનારીઓને પકડી યોગ્ય શિક્ષાએ પહોંચાડવી કે પછી બીજીઓ તેમ ભાગ્યેજ કરશે. ગડક સ્ત્રીઓ સારી શિખામણને પત ન કરી જેમને તેમ ચા-લ્યા કરતી હોય તેમને "વાર્યું ન કરેતો હાર્યું" કરાવવું; પ-ણ ફટાણાં ગીતો ગાવાં બંધ થાય તેમ કરવું જોઇએ.



# રોવા કૂટવા વિષે.

પોતાનું કોઈ વહાલું સગુ મરી જાય તો તેની પાછળ રોવાકૂટવાનો ચાલ ઘણો નુકસાનકારક તથા આરોગ્યતામાં હ-રકત પહોચાડનારો છે. કેટલીક સ્ત્રીઓ તો પોતાનું વહાલું સગું મરી ગયું હોય તો ઉઘાડી છાતીઓ કરીને જોરભેર કૂટેછે, તે-થી તેમને ચાંદીઓ પડેછે, અને કેટલીકને ઠાંસો થઇ રોગ ઉ-ત્પન્ન થાયછે. કેટલીક પોતાના અંતરનું મરી ગયું હોય તો પછાડો ખાયછે, તેથી શરીરનો જે ભાગ ભોંય સાથે અથડાયછે ત્યાં ઘણું વાગેછે, અને વખતે જો ઊંધી પડી તો મોં, આંખો ને નાક સો ભાગી જાયછે. કેટલીક માથું કૂટેછે, કેટલીક વાળ ખેં-ચી નાખેછે, ને કેટલીક ચૂંટલા ભરેછે. હવે કહો એમ કરવાથી મુએલું માણસ શું પાછું આવેછે? ના, તેમતો બનતું નથી પણ

ઉલટો હાથ પગ કે પેટ પાંસળામાં જખમ થાય તો ખાટલો ભોગવવો પડેછે. ગૂજરાતી હિંદુઓમાં રોવા કૂટવાનો ચાલ એટલો બધો ફેલાએલો છે કે બધાને તેને આધીન થવું પડેછે અને જે સ્ત્રીની મરજી તેમ કરવાને ઝાઝી ના હોય તેને પણ કર્યા સિવાય ચાલતું નથી. વળી કેટલીક તો રોવા કૂટવાનું મળ્યું એટલે પરમેશ્વર મળ્યા એમ સમજેછે, અને ઘરનું કામકાજ વગેરે સૌ પડતું મૂકી કૂટવા દોડી જાયછે, ત્યાં જઇ મુકરદમપણું બજાવેછે, ને કોઈ રીતે કૂટતાં થાકતી નથી. તેના કૂટવાની અંદર જો કોઇ વચ્ચે બોલવા જાય તો કહેશે કે, બાપા, બે બોલ તો બોલવાદે! આવ્યાં નહિ આવ્યાં એ કોણ જાણશે? એમ કહી મરનારના પરીએ પરીઆ ઉકેલવા માંડેછે!

બૈરાંમાં કૂટવાની એક વિદ્યા ગણાયછે! કોઇ સ્ત્રીને કૂટતાં બરાબર ન આવડે તો બીજીઓ તેને ચૂંટી ખાશે, અને તેની કૂથલી કરશે કે, હાય હાય! ફલાણીને તો બોલતાં, છાજીયું વાળતાં, કે મોં વાળતાં કાંઇ આવડતું નથી!

વાર તેહેવારને દિવસે પણ રોવા કૂટવાનું છોડવું સ્ત્રીઓને ગમતું નથી. એટલે કોઇ માણસ મરી ગયું હોય, તેને બાર મહિના થાય તેની અંદર જે જે પર્વ આવે, તે• તે દિવસે તેનાં સગાં સ્નેહીઓને તેને ઘેર મોં વાળવા જવું પડેછે. આ રીત કેવી ખરાબ છે તે- તો નાનું છોકરૂં પણ સમજી શકશે. જે દિવસો ખુશીમાં ગાળવાના તે દિવસે વહાલાના મરણનો શોક અને દિલગીરી કરી તથા કરાવી વધારે દિલગીરી પેદા કરવી એ કેટલું ખરાબ છે તેનો વિચાર કરવાનું હું વાંચનારાંનેજ સોંપુંછું. વળી ગમેતે ઋતુ હોય, અગર ગમેતેટલું દૂર હોય, તથા ઘેર ગમેતેટલું કામ હોય, પણ તે મૂકીને જવું પડેછે, અને તેથી ઘણી તરેહના ગેરફાયદા થાય છે. માટે તેવો ચાલ બંધ કરવો જોઇએ.

આ ચાલ શાથી નીકળ્યો હશે તેનો વિચાર કરતાં માલૂમ

પડેછે કે, એ કાઢનારની મતલબ રોઇ કૂટીને કલ્પાંત કરવાની નહિ, પણ મરનારનાં સગાં વહાલાંના શોકનો ઘટારો કરવાની હશે. ઘણીખરી નાતમાં માણસ મરી જાય તે દિવસથી સ્ત્રીઓ તથા પુરૂષો મરનારને ઘેર બેસણું કરવા જાયછે[૨]. આવી રીતે બેસણું કરવાની મતલબ એવી માલૂમ પડેછે કે સંબંધી લોકોએ એકઠાં થઇ, મરનાર પુરૂષ હોય તો તેની સ્ત્રીને, અને સ્ત્રી હોય તો તેના પુરૂષને, તથા તે સિવાય છોકરાં છૈયાં અને સગાં વહાલાંને દિલાસો દેવો, તથા પોતાનાં સગાં અને બીજાં જેજે માણસો મરી ગયાં હોય તેમનાં [૧]ઓઠાં મૂકી "સઘળાંને એ માફક જવું છે" એ મતલબનો બોધ કરી શોક શમાવવો. તથા મરનાર માણસ ઘરમાંથી ઓછું થવાને લીધે સૂનું ન લાગે અને બીજા તેવાજ વિચારો ન થાય, તથા થયા હોયતો દૂર થાય તેને માટે સમાગમ કરવો. આ રીતે બેસણું કરવાની મતલબ હશે, અને પુરૂષોમાં તે થોડી ઘણી રહેલી છે; પરંતુ સ્ત્રીઓ તો તેથી કેવળ ઉલટીજ ચાલી ખરી મતલબ ભૂલી જાયછે,અને વધારે દુઃખદાયક પરિણામ નીપજાવેછે. વળી તેઓ મોં તથા છાજીઆં વાળતી વખતે જે બોલેછે,તે પણ જો વગર ધામધુમે સાદી રીતે બોલતાં હોય તો ફાયદાકારક થાય. કેમકે તેની અંદર પણ તેઓ બીજાં મરી ગએલાંનેજ સંભારે છે; તેથી એમ થાયકે "હશે જે થવાનું હતું તે થયું, એમાં કોઇના હાથમાં નથી;" વગેરે દિલાસાનીજ મતલબ આવે છે. પણ તેનો ખરેખરો અર્થ સ્ત્રીઓ સમજતી નથી. અને વગર વિચારે અનેક તરેહથી નુકસાનકારી ચાલ ચલાવે જાયછે.

વાર તેહેવારે તથા પર્વને દિવસે જે મોં વાળવા જાયછે તેની મતલબ પણ ઉપર પ્રમાણેની છે. એટલે હરેક શુભાશુભ સમયે પ્રસંગોપાત મરનાર માણસ યાદ આવ્યા વિના રહેતું નથી, અ-

---

૧ ઓઠાં એટલે દ્રષ્ટાંત, ઉદાહરણ.

ને તેથી દીલગીરી થાયછે.માટે તેમ ન બને એટલે મરનાર માણુ-
સ ઝાઝું યાદ આવે નહિ, તથા ઘણી દિલગીરી ન થાય તે સારૂ
સગાં વહાલાં તથા સંબંધીએ મરનાર માણસના કુટુમ્બને સ-
માગમ તથા સુબોધ કરી દિલાસો આપવો. પણ હાલની સ્ત્રીઓ
જેમ "વિવાહની વરશી" કરેછે તેમ કરવાની નથી. માટે સ-
મજુ સ્ત્રીઓએ કલ્પાંત તથા કળાહળ નહિ કરતાં, ઉપરના
વિચાર પ્રમાણેની મતલબ પૂરી પડે તેમ કરવું.

ઝાઝું રોવાથી આંખોને નુકસાન થાયછે, મગજ ખાલી
પડેછે, અને કંઠ પણ બેશી જાયછે, માટે તેવા ચાલથી દૂર રહે-
વું જોઇએ. પોતાના વહાલાના મરણનો શોક થાય તે મનમાં
સમજીને રહેવું, પણ મોટા મોટા ધાંટા કાઢી, તથા ધીબ ધીબ
છાતીઓ કૂટી પોતાને વાધારે શોક થયો છે, એમ દેખાડવું
નહિ. બૈરાંનું રોવું તથા કૂટવું એવું વિલાપવાળું હોયછે કે ગ-
મે તેવો છાતીવાળો તથા ડાહ્યો પુરૂષ હોય, પણ તે સાંભળી
દિલગીર થાય. એમ બૈરાં પોતે કૂટેછે તથા શોક કરેછે, અ-
ને બીજાને શોક કરાવેછે.

આ વખતે અત્યંત દિલગીરીની સાથે માંરે એટલું પ-
ણ કહેવું પડેછે કે, મરનારની પાછળ અનેક તરેહના શોક વિ-
લાપ કરી કૂટી કૂટીને સ્ત્રીઓ શરીર બગાડી નાંખેછે, પણ તે-
ને બાર દિવસ થયા કે વિવાહાદિક ઉત્સાહની પેઠે મિષ્ટાન[1] ક-
રચા તથા કરાવ્યા સિવાય તેમને ચાલતું નથી ! તે વખતે
સઘળી દિલગીરી તથા શોક ક્યાં ઊડી જાયછે તેની ખબર
પડતી નથી!!

હિંદુ લોકો પુરાણને માનેછે, પણ રોવા કૂટવા જેવી કે-
ટલીક બાબતો કે જે રૂઢીની હજુરની કહેવાય, તેને દૂર કરવા-
માં આંખો આડા કાન કરી "પોથીમાંનાં રીંગણાં"ની પેઠે
કરેછે. ગરૂડપુરાણમાં માણસના મુવા પછી તેનો આત્મા
કેવી રીતે અને ક્યાં જાયછે, તથા તેનાં સગાં સાગવાંની

કરેલી ક્રિયા તેને કેવી રીતે ફળદાતા થાયછે તે બતાવેલુંછે; તેમાં સાફ કહેલુંછે જે મરનાર માણસની પાછળ તેનાં સગાં શોક અને દિલગીરી કરેછે, તેથી તેના આત્માને ભારે સંકટ સહન કરવાં પડેછે, અને તેના નિમિત્ત કરેલાં બીજાં પુન્યદાનની માફક, તેનાં સગાં વહાલાં જે લીંટ અને આંસુ પાડેછે, તે પણ તેને અંગીકાર કરવાં પડેછે. આ વિષે કવિ દલપતરામે નીચેનું ધોળ કરેલુંછે.

## રાગ ધોળ.

વા'લાની વાંસે રાગ તાણી નવ રોવું;<br>
જેથી તેને જંપ ન ઉપજે, જીવમાં સમજી જોવું રે—વા૦ ટેક.<br>
ગોવિંદજીએ કહ્યું ગરૂડને, કુટે રડે જે કોઇ;<br>
મરનારાને મહા દુઃખ ઉપજે, ધરે નિસાસા રોઇ રે—વા૦ ૧<br>
લીંટ લાળને આંસુ ઝરે તે, જમ-ચર પાય પરાણે;<br>
રૌરવ મહા રૌરવનાં દુઃખથી, એ દુખ અદકું જાણે રે—વા૦ ૨<br>
કોઇ છાતી કુટે શીર ફૂટે, ચૂંટે કેશજ હાથે;<br>
એ સઘળી પરિપૂરણ પીડા, મરનારાને માથે રે—વા૦ ૩<br>
લોક વખાણે કે ન વખાણે, તે સૌ સાંખી રહીએ;<br>
જો હૈયામાં હેતવધે તો, દુખ તેને શીદ દૈયે રે—વા૦ ૪<br>
શત્રુના સંપુરણ હોય તો, રડો કુટો ન વિચારો;<br>
જીવતાં વેર વળી ન શકે તો, મરતાને વળી મારો રે—વા૦ ૫<br>
કુટવા થકી જો કાંઇ દેખો તો, કુટો લેઇને પા'ણો;<br>
શા માટે તમે કુટી શરીરમાં, રોગ ઉપાધી આણો રે—વા૦ ૬<br>
એવી શોભા મે'લો અળગી, વળગી રહો માં વહેમે;<br>
જેથી સુખ ઉપજે એ જીવને, પુન્ય કરો કાંઈ પ્રેમે રે—વા૦ ૭<br>
રોશો પણ તેને નહીં જોશો, ખોશો આંખ તમારી;<br>
દલપતરામ કહે દિલ શોધી, માનો શિક્ષા મા'રી રે—વા૦ ૮

કૂટવા રોવાથી થતી વખતની ખરાબી, ગેરઆબરૂ, નિર્લજતા, આરોગ્યતામાં નુકસાન, અને તે સિવાય બીજા

થતા ગેરફાયદા ઉપર ધ્યાન આપી, તથા ઉપર કહેલી બિના-ની કેફીઅતથી વાકેફ થઇ, આ દેશની સ્ત્રીઓએ તે ચાલ બંધ કરી પોતાને થતા અસ્વાભાવિક નુકસાનથી મુક્ત થવું જોઇએ.

## ધર્મ તથા ઇશ્વર વિષે.

આ સૃષ્ટિનો ઉત્પનકર્ત્તા, તથા તેમાં રહેલાં સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ, પાલન, અને ક્ષયકર્ત્તા, તેમનાં સર્વ કર્મનો સાક્ષી, અને સર્વવ્યાપક જે ઈશ્વર, તેની પ્રેમ સહિત ભક્તિ કરી નીતિએ ચાલવું તેનું નામ ધર્મ. ધર્મ એ અચિંત્ય તેમજ આવશ્યક છે, મતલબકે દરેક માણસને ધર્મની ઘણી જરૂર છે. આ દુનિઆની અંદર દરેક દેશમાં અને દરેક પ્રજામાં પૂર્વે થઇ ગયેલા મહાન્ વિદ્વાનોએ બાંધેલાં શાસ્ત્રોને આધારે લોકો ધર્માચરણ કરેછે. આપણા દેશમાં પ્રથમ વેદ કે જેને લોકો ઇશ્વરવાદી[1] ગણેછે, તેમાં કહેલા ધર્મ આચરતા. ધર્મ વિષે વેદનો સિદ્ધાંત એવો છે કે ઇશ્વર એક છે અને તેજ પૂજ્ય છે. તે નિરંજન, નિરાકાર, અને સર્વાંતર્યામી છે, તેની સ્તુતિ તથા પ્રાર્થના કરવી. સઘળા વેદો એવીજ પ્રકારની ઇશ્વરસ્તુતિ તથા પ્રાર્થનાના છે. ત્યારપછી કાળાંતરે કરીને બૌદ્ધ, જૈન, સ્માર્ત, અને વૈષ્ણવ વગેરે અનેક જાતના મત ધર્મમાં થયા; ને તેમાંથી પણ રામાનંદી, કબીર, માધવાગીરિ, અને સ્વામિનારાયણ વગેરે ફાંટા પડી ઘણા જૂદા જૂદા પંથો બંધાયા. તે પંથના આચાર્યો તથા લોકો એક બીજાના પંથને તોડી પાડીને પોતાના પંથની શ્રેષ્ઠતા કરવાને વારંવાર ટંટા બખેડા તથા અદેખાઇ કરવા લાગ્યા, અને પોતાનો પંથજ ઇશ્વરને મળવાનો છે અને બીજા બધા પંથો ખોટા છે, એવી મતલબના ગ્રંથો રચ્યા. આનું પરિણા-

---

૧ એટલે ઇશ્વરે કહેલો.

મ એ થયું કે પૂર્વે કર્મ પ્રમાણે જે ચાર જાતિ બંધાએલી હતી તેમાં વિકાર થઇ ઘણી જાતો થઇ. આથી દેશમાં કુસંપ તથા અદેખાઈનો વધારો થયો, અને રહેતે રહેતે એમ થઈ ગયું કે ફલાણી જાતના લોકે ફલાણો ધર્મ પાળવો, બીજો પાળવો નહિ. ઘણીવાર એવા બનાવ બન્યા છે કે નાતીલાથી જૂદો ધર્મ પાળનારને નાતબહાર રહેવા જેટલી વિપત્તિ વેઠવી પડી છે. આ નિયમમાં પણ વિકાર થઇ ગયો છે અને હાલ એકજ નાતના લોકો જૂદા જૂદા ધર્મપંથમાં છે. વળી કેટલેક ઠેકાણે તો ધણીધણીઆણી પણ જૂદા જૂદા ધર્મ પાળનારાં હોયછે, અને તેને લીધે ખાવા પીવામાં તથા બીજી ઘણીક વ્યાવહારિક બાબતોમાં તેમને મતામત થઇ કલેશ થયા કરેછે. ભિન્ન ભિન્ન મત પ્રમાણે ધર્મ પાળનાર ધણીધણીઆણીને પોતાનેજ કલેશ થાયછે એટલુંજ નથી, પણ તેમના મતામતને લીધે તેમનાં છોકરાંની ધર્મવૃત્તિને પણ બહુ હાની પહોચે છે. કારણ કે મા અને બાપ જૂદા જૂદા પંથ પ્રમાણે ધર્માચરણ કરતાં હોય તેમાંનો કિયો પંથ તેમણે (છોકરાંએ) કબૂલ કરવો એ વિષે તેમને શંકાઓ થયા કરેછે અને તેનું પરિણામ એ થાયછે કે તેઓ જન્મારા સૂધી શંકાશીલ રહી 'નહિ વાત્રકનાં કે નહિ શેઢીનાં' એવાં બનેછે. માટે ધણીધણીઆણીએ તો હમેશાં એકજ રીતે ધર્માચરણ કરવાની ખરેખરી જરૂર છે. મારા જોવામાં આવ્યું છે કે એક માણસ મહાદેવીઆનો ધર્મ પાળેછે, તેની સ્ત્રી ઢુંઢીઆનો ધર્મ પાળે છે, અને તેનો છોકરો સ્વામીનારાયણના પંથમાં છે. આ પ્રમાણે ત્રણેના જૂદા જૂદા મત જે ઘરમાં હશે તે ઘરમાં સલાહ સંપ કેવાં હશે તેનો વિચાર વાંચનાર પોતેજ કરી શકશે. માટે વાસ્તવિક રીતે જોતાં જેમાં મતામત કરવાની કંઇ જરૂર નથી તેવી ધર્મ જેવી સામાન્ય બાબતમાં જેમ બને તેમ એકતાથી ચાલવું. છોકરાંના વિવાહ

કરતી વખતે જેમ તેમનાં માબાપનું કુળ વગેરે જોવામાં આ-વેછે તેમ ધર્મપંથ પણ જોવો જોઈએ, અને પોતાના ધર્મ-પંથ સાથે જેનો ધર્મપંથ મળતો હોય તેને ત્યાં દીકરી લેવી દેવી કે જેથી આગળ ઉપર એ બાબતનો વિરોધ પડે નહિ. માબાપને ત્યાં નાનપણમાં જે પંથની અસર છોકરી-ના મનપર થઇ હોય તે મોટપણે જતી નથી અને તેથી તેના સાસરાનો ધર્મપંથ જૂદો હોય તો ત્યાં એ નવા પંથ પ્રમાણે ચા-લવું પડે છે તેથી તે બિચારીને બહુ હરકત પડેછે.

ખરૂં જોઇએ તો ધર્મમાં મતામત કે પંથ ભેદની કશી જરૂર નથી. પરંતુ એ વિષે આ સ્થળે વિશેષ કહેવાનું પ્રયોજન નથી તેથી એટલુંજ કહેવું દુરસ્ત ધારૂંછુંકે—ગમે તે પંથપાળો, પણ તેમાં નીતિ તથા સદાચાર મુખ્ય હોવાં જોઇએ, અને જ-ગત્કર્તા પ્રભુના અચળ નિયમનું ઉલ્લંઘન થાય તેવી દરેક વિધિ-થી દૂર રહેવું જોઈએ.

દરેક સ્ત્રીએ દરરોજ પોતાને અવકાશ મળે તે પ્રમાણે નિ-યમિત ઇશ્વરભક્તિ અવસ્યે કરવી જોઈએ. જેમ ખાધાવિના ચાલતું નથી તેમ ઇશ્વરભક્તિ કર્યાવિના પણ ચાલવું જોઇએ નહિ. કારણ કે મનુષ્યદેહ મળ્યાનું સાર્થક એજ છે કે નીતિ અને સદાચાર પૂર્વક પ્રેમ સહિત ઈશ્વરભક્તિ કરી આત્માની મોક્ષ ગતિ મેળવવી. ક્ષણભંગુર જગત્‌ની માયામાં કેવળ લપટાઈ રહેવું એ મનુષ્ય પ્રાણીને ઘટારત નથી. જો એમ થાય તો પ-છી પશ્વાદિ બીજાં પ્રાણીઓમાં અને મનુષ્યમાં કાંઇ તફાવત ન ગણાય. પરમ દયાળુ પ્રભુએ મનુષ્ય જાત ઉપર કૃપા કરીને તેને વિચારશક્તિ અને બુદ્ધિની બક્ષીસ કરેલી છે તે તેના અ-ચળ નિયમ પ્રમાણે નિર્દોષ સંસાર વ્યવહાર ચલાવવા તથા તે-ની ભક્તિ કરી આત્માનો મોક્ષ મેળવવા માટે, એમ ડાહ્યા પુ-રૂષોએ તથા ધર્મશાસ્ત્રોએ કહેલું છે.

કદાપિ કોઇ સ્ત્રીને એવી શંકા થશે કે ઘણાં બૈરાંને ઘર-

ધંધામાંથી નવરાશ મળતી નથી તો તેઓ નિરાંતે બેશી નિયમિત ઈશ્વરભક્તિ શી રીતે કરી શકે ? તો તેની તે શંકાનું નિવારણ થવાને એક ડોશીએ કોઈ જુવાન સ્ત્રીને કહેલી નીચેની વાત હમણાંજ મારા વાંચવામાં આવી છે તે તે પુસ્તક ઉપરથી અત્રે દાખલ કરૂંછું.—

ડોશી કહેછે " હું સવારમાં જેવી બીછાના ઉપરથી ઊઠુંછું તેવીજ પરમેશ્વરને યાદ કરી તેની ભક્તિ કરૂંછું કે હે ઇશ્વર ! તેં જેવી મારી સંભાળ હું રાતમાં સૂતેલી હતી તે વેળાએ રાખી મને સવારમાં પાછી સલામત ઉઠાડી, તેમજ મને મારા મરણ પછી પણ પાછી સ્વર્ગનું સુખ ભોગવવાને ઉઠાડજે. ત્યાર પછી ઘરમાંનો કચરો વાળતાં હું તે કીરતારને અરજ કરૂંછું કે, હે ઇશ્વર ! હું મારૂં ઘર જેમ સાફ કરૂંછું, તેમ તું મારા દીલને પાપથી સાફ કરજે. વળી ચૂલો સળગાવું ત્યારે એમ વિનંતિ કરૂંછું કે, હે ઈશ્વર ! જેમ હું અગ્નિ સળગાવુંછું, તેમ તું મારા દીલમાં સદ્‌ગુણની અગ્નિ ઉત્પન્ન કરજે. હું જ્યારે નહાવા બેસુંછું ત્યારે પણ મનમાં ઈશ્વરને યાદ કરીને અરજ ગુજારૂંછું કે, મારા શરીર ઉપરનો મેલ પાણીથી ધોઈ જેમ હું મારૂં અંગ સાફ કરૂંછું, તેમ હે ઇશ્વર ! તું મારા હૈડામાંથી પાપનો મેલ ધોઈને સાફ કરજે. ત્યારપછી હું જમવા બેસુંછું, ત્યાંરે જમતી જમતી મનમાં ઇશ્વરભક્તિ કરૂંછું કે, હે દીનદયાળ ! મારા શરીરના પોષણ વાસ્તે જેમ તું મેહેરબાન થઇને આ રોટલો આપેછે, તેમજ તું મારા નિર્બળ આત્માના પોષણને માટે પણ તેના ઉપર તારી તરફથી કૃપા અને દયા ઉતારજે. એ પછી મારો બાકીનો વખત મારા ધંધામાં ઈમાનદારીથી કામે લગાડી અને હરઘડી તે દયાળને યાદ રાખી, જે કંઇ કામ કરૂંછું, અથવા જે કંઇ વિચારૂંછું તે પરમેશ્વર જૂવેછે, અથવા તે મારી પાસેછે, એમ સમજીને તે ગુસ્સે ન થાય એ પ્રમાણે ચા-

લવાને જેટલી મારાથી બનેછે તેટલી તજવીજ કરૂંછું."

કામ ધંધો કરવા છતાં ઇશ્વરભક્તિ કેમ કરવી તે ઉપરની વાત વાંચવાથી સર્વે સ્ત્રીઓને માલૂમ પડશે. આ પ્રમાણે જો સઘળી સ્ત્રીઓ વર્તે તો નક્કી તેમની ધર્મનીતિમાં સુધારો થયા સિવાય રહે નહિ.

---

## સ્વદેશાભિમાન અને સ્વાત્માભિમાન.

આ ગુણ સ્ત્રીઓમાં અવશ્યે હોવા જોઇએ. પુરૂષો ગમેતેવા બળવાન, શૂરવીર અને સ્વદેશાભિમાની હોય પણ તેમના કુટુંબની સ્ત્રીઓ જો બીકણ અને બૂણાની ખોડિયાર જેવા ગુણની હોય તો તેથી પુરૂષોના એ રૂડા ગુણ બહુ ઉપયોગમાં આવતા નથી. દીકરો, ભાઈ, અથવા ધણી, વેપાર રોજગાર કે નોકરી કે બીજા કોઇ અગત્યના કામને માટે પરગામ કે પરદેશ જતો હોય તો તેની મા અથવા બેન અથવા સ્ત્રી અતિ કલ્પાંત કરી તેને રોકી રાખવા ઘણો પ્રયત્ન કરેછે અને સલાહ આપે છે કે—ઘેર બેઠાં જે કામ થાય તે કરવું, ઘરબાર અને સગાં વહાલાં છોડીને પરગામ જવું નહિ; સુઉં થશે તે આપણું થશે. આપણે આપણું ઘર બાર સંભાળીને બેસી રહો. કોઇ બે તમાચા મારી જાય તો સાંખી રહેવામાં માલ છે. કડકો મળે તેમાં સંતોષ માનવો પણ આખાને ધાવું નહિ. ડગલે દૂર તે દશકે દૂર. એવાં એવાં ઘણાં વાક્યો કહી નબળા મનના પુરૂષને નાહિંમત કરે છે અને તેથી ઘણી ખરાબી થાય છે. એવા માવડીમોયા અથવા બૈરાંની બાયલી બુદ્ધિ પ્રમાણે ચાલનારા ઘણા લોકો થવાથીજ આપણો દેશ નિર્ધનતા અને પરતંત્રતાની બેડીમાં પડ્યો છે અને એમને એમ હજુ ચાલ્યા કરશે તો દિવસે દિવસે વધારે ખરાબી થવાની.

ધંધા રોજગાર માટે કે સ્વદેશના હિતને માટે દેશાવર જનાર પુરૂષોને બાયલી સલાહથી અટકાવવાનો ચાલ બહુ જૂનો નથી, પણ તે સર્વત્ર વ્યાપી જવાથીજ ખરાબી થઇછે. ત્રણસેં ચારસેં વરસ પહેલાંના ઇતિહાસ તરફ નજર કરીએ છીએ તો તે વખતે એ દુર્ગુણ જણાતો નથી. તે વખતની સ્ત્રીઓ ખરેખરી સ્વદેશાભિમાની અને શૂરવીર હતી એટલુંજ નહિ, પણ તેમનામાં પોતાની જાતનું અભિમાન પણ ઘણું હતું. ઘણી રજપૂતાણીઓ પોતાના દીકરાને લડાઇમાં જઇ સ્વદેશનું રક્ષણ કરવાને ઉશ્કેરતી અને વળાવતી વખતે કહેતી કે, શત્રુને જીતીને જશ લઇ આવજો અગર યુદ્ધમાં સામા મોઢે મરાજો, પણ પાછી પીઠ ફેરવશો નહિ, કે કાયર થઇ નાશીને પાછા આવી અમારી કુખને લજવશો નહિ. એનો તથા સ્ત્રીઓ પણ એજ પ્રમાણે સલાહ આપતી અને ઉશ્કેરતી. રજપૂતાનાનો એક રજપૂત રાજા શત્રુથી હારીને પાછો નાશી પોતાના શેહેર તરફ જતો હતો તે વાતની ખબર તેની પટરાણીને પડવાથી તેણે શેહેરના દરવાજા બંધ કરાવ્યા અને માણસોને હૂકમ કર્યો કે એ કાયર પુરૂષનું મોઢું હું જોવાને ખુશી નથી માટે એને અહિંથી મારી કાઢવો. એણે એની માની કુખ લજાવી એટલુંજ નહિ, પણ મને અને મારા બાપના પ્રતાપી કુળને લાંછન લગાડયું. એવા નામર્દની સ્ત્રી કહેવરાવતાં મને બહુ શરમ આવેછે. રજપૂત સંસ્થાનની બીજી પણ ઘણી એવી બહાદુર સ્ત્રીઓ થઇ છે તેમણે પોતાના કુટુંબના પુરૂષોને ઉશ્કેરી શૂર ચઢાવી સ્વદેશનું રક્ષણ કરવાને શત્રુ સામે ભેડાવ્યા છે, તથા યુદ્ધમાં તેમની સાથે રહી પળે પળે તેમને હિંમત આપ્યા કરી છે અને અણીના વખતે પોતાની બાહાદુરી બતાવવાને પણ ચૂકી નથી. મારો મારો કરતા હજારો દુશ્મનોની વચ્ચે એવી બહાદુર રજપૂતાણીઓએ જાતે યુદ્ધ કરી ઘણાનો ઘાણ કાઢયો છે અને

પોતાનું તથા પોતાના સ્વદેશનું પાણી રાખ્યું છે. અહમદનગરની ચાંદબીબી અકબર જેવા મહાપ્રતાપી બાદશાહના શૂરવીર સૈન્ય સામે બહાદુરીથી લડી હતી એ વાત નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓ પણ જાણે છે. ગીજનીના મુસલમાન પાદશાહે પંજાબ ઉપર સ્વારી કરી તે વખતે તેની સામે લઢવામાં આપણી સ્વદેશી સ્ત્રીઓએ પોતાના ચોટલાના વાળ કાપીને પુરૂષોનાં કામઠાંની દોરીઓ કરવા આપ્યા હતા એ કેટલું બધું સ્વદેશાભિમાન અને સ્વાત્માભિમાન! કલ્યાણીના ભૂવડરાજાએ પંચાસરના જયશીખરી ઉપર ચઢાઇ કરી તેને હરાવ્યો અને માર્યો તથા લશ્કર સહિત શેહેરમાં પેશી રાજમહેલમાં દાખલ થવાનું કર્યું તે વખતે જયશીખરીની રાણીની દાસીઓએ હાથમાં ભૂગળો લઇને ભૂવડના શૂરવીર યોદ્ધાઓને મારી મારીને શેહેર બાહાર કાઢી મૂક્યા તથા પોતાના રાજાના શબને રણભૂમિમાંથી લાવી રાણીઓને રજુ કર્યું એ તેમની કેટલી બહાદુરી!! ધન્ય છે એવી સ્વદેશાભિમાની અને સ્વાત્માભિમાની સ્ત્રીઓને. ઇતિહાસમાંથી એવાં ઘણાં ઉદાહરણ મળી આવે પણ તે બધાં દાખલ કરી વિસ્તાર કરવાની કાંઇ જરૂર નથી. એકલી રજપૂતાણીઓજ એવી સ્વદેશાભિમાની અને શૂરવીર હતી એમ નથી, પણ ઘણું કરીને દેશની સઘળી સ્ત્રીઓમાં એ સદ્‌ગુણ હતા. પછી કાળે કરીને જેમ જેમ સ્ત્રીઓ નબળા મનની થવા લાગી તેમ તેમ તેમની પ્રજા પણ બાયલી થતી ગઇ અને આજ આપણે જોઇએ છીએ તેવો વિષમ વખત આવ્યો. માટે પોતાની અને પોતાના સ્વદેશની સ્થિતિ સુધારવાને માટે સ્ત્રીઓએ પોતાની હાલત સુધારવા અને સ્વાત્માભિમાન જાળવવા જાગૃત થવું જોઇએ, તથા ખરા સ્વદેશાભિમાનનો સદ્‌ગુણ પ્રાપ્ત કરવો જોઇએ. એકલા પુરૂષોથી દેશની દશા કદિ સુધરવાની નથી; સ્ત્રીઓની મદદની તેમાં બહુ જરૂર છે. હલકા મા-

ણસો ગમેતેમ બોલે કે ચાલે તે નબળાઇથી કે શરમથી સાં-ખી રહેવાને લીધેજ બાયલાપણું વધેછે. મગરૂરી કે અહં-કારથી વર્તવું નહિ, પણ પોતાને અપમાન ના થાય તેની તો કાળજી રાખવી જોઈએ. સ્ત્રીઓ જો એ પ્રમાણે સ્વાત્માભિ-માની થાય તો ખચીત ઘણો ફેરફાર માલૂમ પડે. અપમાન સાંખી રહેવાના સ્ત્રીઓના દુર્ગુણનો ચેપ પુરૂષોને લાગ્યો છે, અનેતેથી તેઓ નબળા, ખુશામતખોર, અને બકરી જેવા બની ગયા છે. સ્વાત્માભિમાન કે સ્વદેશાભિમાનમાં ખામી જ-ણાશે તો સ્ત્રીઓ કોપ કરશે એવું જે સમયમાં મનાતું હતું તે સમયના પુરૂષો પણ સદા જાગૃત અને કુશળ રહેતા. હાલ તે-ના અભાવે **બગડે બે** જેવું થયું છે. માટે સર્વ વાંચનારાંને મારી નમ્ર સલાહ છે કે તેમણે યોગ્ય વિદ્યાભ્યાસ અને જ્ઞાન સંપાદન કરી પોતાના જાતીય ગુણો જે ઘસાઇ ગયા હોય તેને પાછા તેજદાર કરવા અને જે નઠારા ગુણ અને રૂઢીઓ અજ્ઞાન-તાથી અથવા નબળાઇથી દાખલ થઇ ગયાં હોય તેમને મારી હઠાવવાં. યૂરોપિઅન લોકો આજે ચઢતી સ્થિતિમાં છે તેનું મુ-ખ્ય કારણ પોતાના ધર્મ સમજનાર સ્ત્રીઓની તેમને મદદ છે.

---

## ઉપસંહાર.

સ્ત્રીઓના નીતિધર્મ વિષે હજુ ઘણું લખવાનું બાકી રહી જા-ય છે. પણ જેમની માગણીથી આ નિબંધ મેં લખ્યો છે તેમણે મુકરર કરેલા કરતાં કદ વધી જવાથી આટલેથીજ અટકવું પડે-છે. તોપણ હું ધારૂં છું કે જેટલું લખાયું છે તે સામાન્ય રીતે ઘણું ઉપયોગી છે અને તેટલાનો જો યોગ્ય ઉપયોગ થશે તો આ નિબંધ લખાવનારની મતલબ કેટલેક અંશે ફલિભૂત થ-શે. સુધરેલાંને સુધારવાં એવો ઉદ્દેશ આ નિબંધ લખાવનારનો નથી, પણ સામાન્યરીતે બધાંને ઉપયોગી થાય તેવી રચના કરા-

વવાની તેમની ઇચ્છા જણાય છે. અને એ પ્રમાણેની ઇચ્છા આ નિબંધમાં સ્ત્રીઓના સામાન્યધર્મ વિષે જે લખાયું છે તેથી થોડી ઘણી પારપડવાની આશા હું રાખું છું. વિશેષ ધર્મમાં માથું મારવાનું મને દુરસ્ત નહિ લાગવાથી તેમ કર્યું નથી.

સંસારમાં સ્ત્રીની જરૂર શામાટે છે એ વિષે શરૂઆતમાં લખવામાં આવ્યું છે. જેમ ગાડીને બે પૈડાંની જરૂર છે તેમ સંસારરૂપી રથને પણ સ્ત્રી અને પુરૂષ રૂપી બે પૈડાંની જરૂર છે. એક પૈડાથી રથ ચાલી શકે નહિ તેમ એકલા પુરૂષથી સંસાર કદિ નભે નહિ. તેમજ એક પૈડું સારૂં હોય અને બીજું છેક નબળું અને ભાગ્યું તૂટયું હોય તો તેથી પણ રથ નકામો થાય. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેની પ્રાપ્તિને માટે પુરૂષને સ્ત્રીની આવશ્યકતા છે. સ્ત્રીપુરૂષનાં કામ પણ જૂદાં છે. પુરૂષે પૈસા પેદા કરવા અને સ્ત્રીએ તેનો અવેર કરવો. પુરૂષે રોજગારનું બહારનું કામ કરવું અને સ્ત્રીએ ઘરકામની વ્યવસ્થા કરવી. પ્રજા થાય તેનું પોષણ પુરૂષે કરવું અને પાલન સ્ત્રીએ કરવું. એમ દરેક વ્યાવહારિક કામ બે ભાગમાં વહેંચાઇ ગયેલું જણાય છે અને તેમાંનો એક ભાગ સ્ત્રીએ તથા એક પુરૂષે કરવાનો હોયછે. સાધારણ રીતે પુરૂષ કરતાં સ્ત્રી નાજુક અને કોમળ હોય છે તેથી તેને કરવાનાં કામ પણ પુરૂષનાં કામ કરતાં સહેલાં છે. સ્ત્રી એ પુરૂષની ખરેખરી મિત્ર અને સલાહકાર છે અને તેના યોગે સંસાર સુખરૂપ થાયછે. માટે જગત્કર્તાએ જે કારણ માટે સ્ત્રીને સરજાવેલી છે તે કારણો લક્ષમાં લેઈ સ્ત્રીએ પોતાના ધર્મ બજાવવા જોઈએ. એ પ્રમાણે પોતાનો વ્યવહાર ચલાવે તો દુનિઆંમાં ઘણાં કામ તેઓ કરી શકે. સ્ત્રીઓ સારા સુધરેલા વિચારની અને સ્વધર્મપરાયણ થાય તો સુધારાનું દરેક કામ તેમનાથી પારપડે. સ્ત્રીકેલવણીનો પ્રસાર કરવો, બાળલગ્નો અને કજોડાંનો અટકાવ કરવો, સ્ત્રીઓ વિષે જે વહેમી અને શરમભરેલી રૂઢીઓ ચાલતી હોય તેનો ઉચ્છેદ કરી

પોતાના વાજબી હક મેળવવા, સ્વાત્માભિમાનનું રક્ષણ કરવું, છોકરાંને સારી રીતે ઉછેરી સુનીતિવાન, સુદૃઢ અને સુખી કરવાં, વ્યવહારમાં ચાલતા કેટલાક ભૂંડા રિવાજ ટાળવા, એ વગેરે ઘણાં કામ ધર્મપરાયણ સ્ત્રીઓ કરી શકે. એમાંની ઘણીક બાબતો વિષે વિસ્તારથી પાછળ લખ્યું છે તે લક્ષ પૂર્વક વાંચવાની વિનંતિ કરવામાં આવે છે.

